


નાયકા સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

તા-૧-૪-૨૦૦૪ના રોજ નગીભાઈ જે. રાઠવા  અને નારણ યુ. રાઠવાના સંપર્કથી ડૉ. ગણેશ દેવી સાહેબને મળ્યો. તેઓએ મને પૂછયું કે તમે કેમ આવ્યા છો ? ત્યારે હું તેમને જવાબ આપવામાં ખચકાયો એટલે તેઓએ મધુર સ્મિત સાથે મને સામેથી પૂછયું કે ''તમે નોકરી માટે આવ્યા છો?  ત્યારે મેં હા પાડી એટલે તેઓએ મને મારા અભ્યાસ વિશે પૂછયુ, તમને લખતાં આવડે છે ? મારે તમારું લખાણ જોવું છે, મને બે-ચાર લીટીંમાં લખીને આપો. હું કાગળ લેવા માટે ઓફિસમાં ગયો, તે વખતે રાજેન્દ્ર વરિયાએ મને લીટીવાળો કાગળ આપેલો કાગળમાં હું સંસ્થામાં જોડાવા માટેની અરજી લખીને આપી. અરજી વાંચીને તેમણે મને કહ્યું કે તમે નગીભાઈને મળો. પરંતુ તેઓ મને મળ્યા નહી, પછી હું ઘરે જતો રહ્યો હતો. તા.૪-૪-૨૦૦૪ના રોજ હું મારા ઘરે છોકરાઓને બેસાડીને ગણિત શીખવતો હતો, તે વખતે અચાનક નગીભાઈ મારા ઘરે આવ્યા અને મને કહ્યું કે, ''તમને ડૉ. દેવી સાહેબ સંસ્થામાં લઈ લીધા છે. તમારે હમણાં છોટાઉદેપુર ઓફિસે આવવાનું છે. તે પછી મૈ તૈયાર થઈને

તેમની સાથે છોટાઉદેપુર ઓફિસે ગયેલ, ત્યાં ગયા પછી તેમણે હાજરી પત્રકમાં મારુ નામ લખી સહી કરાવી અને કહ્યું કે, તમારે ગામડામાં જઈને મજુરોનું સર્વે કરવાનું છે. તમારે મજુર સંગઠનના સભ્યો બનાવવાનું છે. દેરક ગામમાંથી કેટલાક લોકો સ્થળાંતર કરે છે તેની યાદી બનાવવાની છે. તેઓ જયાં સ્થળાંતર કરીને જાય છે ત્યાં કેવી સમસ્યાઓ સર્જાય છે તે બાબતની જાણકારી મેળવીને મને રિપોર્ટ આપજો. આમ કહી મને ઓફિસમાંથી એક ચોપડો આપેલ. તા-૬-૪-૨૦૦૪ના રોજથી હું ગામડાંઓમાં મજુરોનું સર્વે કરવાનું કામ શરૂ કરેલું, આ સર્વે કરતાં ગામડાઓમાંથી મોટા ભાગના નાયકા સમાજના લોકો આજીવિકા માટે સ્થળાંતર કરે છે. અને ત્યાં તેમને અનેક પ્રકારના અન્યાયો અને શોષણ થાય છે. આવા અનેક પ્રશ્નો મને જાણવા મળેલ પરંતુ આ અન્યાયનો ન્યાય મેળવવા માટે હું તેમને મદદરૂપ થઈ શકું તે બાબતે મને ચોક્કસ જાણકારી મળેલ ન હતી. કેટલીક વાર હું અને નગીભાઈ એવું વિચારતા હતા કે આદિવાસી સમાજના લોકો પાસે ખેતીની જમીન મર્યાદિત છે. તેથી જીવન નિર્વાહ માટે સ્થળાંતર કરે છે અને જમીનદારો તેમને કામ કરાવી વળતર આપ્યા વગર કાઢી મૂકે છે તો આવા લોકોને આપણે કઈ રીતે મદદ કરી શકીએ તેના માટે આપણી પાસે કાયદાકીય જાણકારી હોવી જોઈએ.

એવામાં કાનુની સહાય અને માનવ અધિકાર કેન્દ્ર સુરતથી પાયાના કાર્યકરો માટેની કાનુની તથા સામાજિક તાલીમ શિબિરમાં જોડાવા માટેનો પત્ર મળ્યો. એટલે નગીભાઈએ મારા નામની યાદી આપીને પત્ર મોકલી આપ્યો. તેમાં જુલાઈ ૨૦૦૪થી ફેબ્રુઆરી ૨૦૦૫ સુધી હું નિયમીત આ શિબિરોમાં તાલીમ લીધી હતી. આ તાલીમ દરમિયાન મેં ત્યાંની સંસ્થાના વડા ફાધર સન્નીભાઈ, ગેમજીભાઈ વસાવા અને જુદા જુદા કાયદાઓના નિષ્ણાત વકીલો સાથે કાયદાકીય માહિતી મેળવી હતી. ત્યાર બાદ હું સંસ્થામાં રહી આદિવાસી સમાજના લોકોના અનેક પ્રશ્નોના નિકાલ માટે લોકોને માર્ગદર્શન આપીને મદદરૂપ થયો છું.

તા-૨૦-૬-૨૦૧૨ના રોજ ભાષા સંસ્થાના નિર્માતા એવા ડૉ. ગણેશ દેવી સાહેબ તેજગઢ અકાદમીમાં બધા કર્મસાથીઓ સાથે એક બેઠક કરી હતી તેમાં તેઓએ જણાવેલું કે તમારે પોતાના સમાજ સિવાય બીજા કોઈ પણ સમાજનું સંશોધન કરવાનું છે. આમ કહેતાં હું નાયકા સમાજની પસંદગી કરી હતી. આ સંશોધન કરવા માટે સમાજની કેવી કેવી માહિતી એકત્ર કરવી તે બાબતે એક માળખું બનાવેલું તે માળખા પ્રમાણે માહિતી મેળવવાનું કામ મારા માટે થોડું અઘરું હતું. પરંતુ માહિતી મેળવવાના અનુભવી એવા જિતેન્દ્રભાઈ વસાવાના માર્ગદર્શન હેઠળ માહિતી મેળવવાનો પ્રયત્ન કર્યો હતો.

નાયકા સમાજના લોકોના મૈ ખૂબ કામ કર્યું અને તેમના સામાજિક રીત-રિવાજોની મને થોડી માહિતી હતી. તેથી મૈ એ સમાજને  પસંદ કર્યો તા- ૮-૭-૨૦૧૨ના રોજ હું દેવલીયા ગામના નાયકા કટીયાભાઈ પાસે માહિતી લેવા માટે ગયો, તેમની પાસેથી થોડી માહિતી મળી હતી. ત્યાર બાદ તા-૧૨-૭-૨૦૧૨ના

રોજ હું જલોદા ગામે  નાયકા ભુરિયાભાઈ પાસે ગયો તે વખતે તે એક ઓરડામાં કેટલાક માણસોના ટોળા સાથે એ બેઠેલા અને બિમાર માણસોને દોરા-ધાગા કરવાનું કામ કરતા હતા. તે વખતે હું પણ ટોળા સાથે બેસી ગયો, બધા લોકોનું કામ પુરૂ થયા પછી તેની નજર મારા પર પડી તેણે મને કહ્યું કે તમારે શું કામ છે. ત્યારે મૈં તેમને જણાવ્યું કે હું ભાષા કેન્દ્રમાંથી આવું છું અને મારે તમારી પાસેથી તમારા સમાજની વાતો જાણવી છે. તેણે મને જણાવ્યું કે તમે ભાષા કેન્દ્રમાંથી આવ્યા છો. એટલે થોડો સમય આપુ પછી મારે બીજુ કામ છે. આમ કહેતાં હું થોડો અચકાતો અચકાતો માળખાં મુજબ પ્રશ્નો  પૂછ્યા ત્યારે તેણે મને કહ્યું કે આવી માહિતી લેવા માટે રવિવાર અને ગુરૂવાર છોડીને બીજા કોઈ દિવસે આવવું આમ કહેતા હું ફરીવાર આવીશ એમ કહી ત્યાંથી આવતો રહ્યો હતો. ત્યાર બાદ તા-૧૭-૭-૨૦૧૨ ના રોજ જાંબુઘોડા તાલુકાના ચાલવડ ગામે ગયો અને નાયકા મંગાભાઈ નામના એક વડીલને મળ્યો અને તેના વાડામાં આવેલ આંબાના ઝાડ નીચે બેસીને બે કલાક જેટલી સમાજ બાબતે ચર્ચા કરી.'' આ રીતે નાયકા સમાજના વડીલો પાસેથી માહિતી મેળવીને માનવશાસ્ત્રનો અભ્યાસ કરીને પુસ્તકરૂપે તૈયાર કર્યું છે.

લલ્લુભાઈ રાઠવા
આદિવાસી અકાદમી
તેજગઢ

# અનુક્રમ

### સમાજનુ નામ

સમાજનું મૂળ નામ ''નાયકા'' છે. બ્રિટિશ શાસનમાં રાજાઓએ તેમના વિસ્તારમાં કેટલાક ગામોમાં ખંડણી ઉઘરાવવાનું તથા રાજાના કોટવાળો તરીકે કામ સોપેલું તેમને ''ઠાકોર'' તરીકે ઓળખવામાં આવતા હતા. રજવાડી પુરૂષો ગણાતા હતા. તેઓ ગામડાંમાં જઈને મરઘાં, બકરાં પકડી લાવતા હતા. તે વખતે કોઈના પાડે તો માર મારતા હતા. તેમને રાજાઓએ જે તે ગામોમાં જમીનો પણ ફાળવી આપેલી છે, જે આજે પણ હક્ક ભોગવે છે. તેમના અન્ય નામો જેવા કે, ડીમખારા, ગુડચારા, ખટારા વગેરે તોષડા નામથી ઓળખે છે.

### ભૌગોલિક વિસ્તાર

નાયકા સમાજ અલગ અલગ વિસ્તારમાં વસેલા છે, જેમ કે વડોદરા જિલ્લાના જેતપુર-પાવી, નસવાડી, છોટાઉદેપુર, કવાંટ તાલુકામાં અને પંચમહાલ જિલ્લામાં જાંબુઘોડા, દેવગઢ બારિયા સુધીના વિસ્તારમાં તેમની વસ્તી જોવા મળે છે. આ સમાજ અન્ય જાતિના લોકો સાથે સંપીને રહે છે.

### સૃષ્ટિસર્જનની કલ્પના

સૃષ્ટિ અસ્તિત્વમાં ન હતી તે વખતે નાનો સરખો દરિયો હતો. આ દરિયાનાં પાણીમાં એક સફેદ કાચબો ને કાળી  કાચબી રહેતા હતાં. તેઓનું શરીર વિશાળ હતું. આ કાચબા અને કાચબી વચ્ચે શારીરિક સંબંઘ થવાની કાળી કાચબી ગર્ભવતી બની અને બાર મહિને કાચબીની કૂખે સૃષ્ટિનો જન્મ થયો. આ સૃષ્ટિને હિંચોળવા માટે

ભગવાને પવન પેદા કરી પવનનું પારણું બનાવ્યું. આ પવનના પારણાંના હિંચકા વધતા ગયા તેમ તેમ સૃષ્ટિ મોટી થતી ગઈ. આ સૃષ્ટિને ધાવણ માટે ગેગળી નામના છોડનો ધાયો(દૂધલાં) બનાવ્યાં અને ગળવેલ નામની વેલના દૂધ બન્યાં. પારણાંના હિંચકા જેમ જેમ વધતા ગયા તેમ તેમ સૃષ્ટિ વિશાળ બની. પવનના પારણે સૃષ્ટિ વિશાળ બની તેના ચાર છેડા અને આઠ ખૂણા બન્યાં. આવી વિશાળ સૃષ્ટિ પર કોઈ જીવ ન હતો. તેથી ભગવાને વિચાર્યુ. કે આટલી મોટી સૃષ્ટિ અને તેના પર કોઇ જીવસૃષ્ટિ નથી. તેથી આ સૃષ્ટિ શોભતી નથી તેથી ભગવાને સૃષ્ટિ પર અનુકૂળ વાતાવરણ પેદા કર્યુ અને સૃષ્ટિને શોભાવવા માટે પાણીમાં પાણીના જીવો પેદા કર્યા અને ધરતીને શોભાવવા માટે ધરતી પર જાત જાતના જીવજંતું,વનસ્પતિ, પ્રાણીઓ અને મનુષ્યની ઉત્પત્તિ કરી આમ સૃષ્ટિ પર જીવો પેદા કરી ભગવાને સૃષ્ટિને શોભાવી.

## સમાજનો પોતાના ખ્યાલનો પ્રમાણેનો ઈતિહાસ

વર્ષો પહેલા ગઢબોરિયાદથી દેવગઢબારિયા અને છોટાઉદેપુરથી જાંબુઘોડાના વિસ્તારમાં નાયકા સમાજનું વર્ચસ્વ હતું. આ વિસ્તારમાં રહેતો નાયકા સમાજ તે વખતે શક્તિશાળી ગણાતા હતો. તે વખતે જંગલો તેમના કબજામાં હતા. જંગલોની અન્ય પેદાશોનો સ્વતંત્ર પણે ઉપયોગ કરતા હતા. તે સમયે તેઓ પોતાને મન ફાવે ત્યાં જંગલો સાફ કરીને ખેતી કરતા હતા. આ જાતિના લોકો એક ઝનૂની જાતિ તરીકે જાણીતા હતા. તેથી અંગ્રેજોને પણ આ વિસ્તારમાં પ્રવેશવું અશ્કય હતું. ત્યાર પછી રાજસ્થાનના રાજપૂત રાજાઓએ આ વિસ્તારના નાયકા સમાજના આગેવાનોને ભેટસોગાદો આપી મૈત્રી સંબધ બાંધી, આ જાતિના અન્ય લોકોને ભોળવીને તેમના

તાંબાના છોટાઉદેપુર, દેવગઢબારિયા, જાંબુઘોડા અને ગઢબોરિયાદ વગેરે સ્થળોને સેન્ટર બનાવી દેશી રજવાડાઓની સ્થાપના કરી. ત્યાર બાદ ધીરેધીરે આ સમાજના લોકોના કબજામાંથી જંગલો અને જમીનો રાજાઓએ પોતાના કબજામાં લઈ લીધી. આ જમીનો જે લોકો ખેડતા હતા, તેના પર આકરા કરવેરા વસુલ કરવામાં આવતા હતા. તેથી ઘણાખરા લોકો પોતાને જરૂરીયાત પુરતી જ જમીનો ખેડતા હતા. બાકીની જમીનો છોડી દીધી હતી. આ રીતે આ સમાજના લોકોના કબજામાંથી જમીનો જતી રહી હતી. ત્યાર બાદ અંગ્રેજ સરકાર આવી અંગ્રેજ સરકારે પણ જંગલના કાયદાઓ બનાવી લોકોના હક્કો છિનવી લીધા અને જમીનો પરનો કર વધારી જમીન ખેડનારાઓને કરવસુલ કરવા માટે પરેશાન કરવામાં આવ્યાં તેથી આ સમાજના લોકોને જંગલમાંથી મળતી વન-ગૌણ પેદાશો બંધ થઈ ગઈ. આ રીતે આ સમાજના લોકો પોતાની આવક ઘટતા નબળા પડ્યા વર્ષો જતા તેઓ જમીનો અને જંગલાના હક્કો ગુમાવી દીધા. નાયકા સમાજના લોકો શરીરે ખડતલ, સહનશીલ, શકિતશાળી અને નિડર જાતિ તરીકે ગણવામાં આવતા હતા. તેથી દેશી રાજાઓએ શિકાર કે લડાઈ જેવા કામોમાં આ જાતિના લોકોનો ઉપયોગ કરતા હતા. પરંપરાઓથી આ જાતિના લોકો શિકાર કરવામાં જાણીતા છે. અન્ય સમાજો કરતાં તેઓ શક્તિશાળી ગણાતા હતા. ૧૯મી સદીમાં બ્રિટિશ શાસન હતું. તે વખતે આદિવાસી વિસ્તારના ગામડાંઓમાં પ્રવેશવું અંગ્રજો માટે અશકય હતું. તેથી તેઓએ દરેક ગામમાં પોલીસ પટેલોની નિમણૂંક ગામની વ્યવસ્થા જાળવવા માટે કરી હતી. તે વખતે પોલીસ પટેલોએ શકિતશાળી અને નિડર સમાજ તરીકે નાયકા સમાજના કેટલાક લોકોને ગામની વ્યવસ્થા જાળવવા માટે નીચે પ્રમાણેના હોદાઓ આપ્યા હતા.

(૧) ગામની સીમના રખેવાળ તરીકે -હવાલદાર

(૨) ગામના રખેવાળ તરીકે -હોપી
(૩) ઢોરોના રખેવાળ તરીકે -ગોરી
(૪) ગામને બોલાવીને ભેગું કરનાર વજીર
(૫) ઢોલ વગાડનાર તરીકે ઢોલી
(૬) હજામત કરનાર હજામ

આ હોદ્દાઓની કામગીરી નીચે પ્રમાણે

**હવાલદાર**

ગામની સીમમા આવેલ ખેતરોમાં ઉભા પાકને કોઈ નુકશાન ન કરે, કોઈ ચોરી ન જાય, કોઈ હરાયું ઢોર ખેતરમાં ઉભાં પાકને ખાય ન જાય, કોઈના ખેતરના છેૈડેથી ઘાસ ન કાપી જાય તે સાચવવા માટે ગામના પોલીસ, પટેલ, વજીર મારફતે હાજરી વગાડીને આખું ગામ ભેગુ કરીને નક્કી કરતા હતા. કે આપણા ગામમાં અમુક લોકોને હવાલદારી સોંપવામા આવેલ છે અને હવાલદારોને દરેક ઘરેથી અમુક અનાજ અને અમુક પૈસા આપવાના રહેશે, એવી જાહેરાત કરીને હવાલદારોને સીમ સોંપવામાં આવતા હતા. ત્યારથી ગામની સીમ સાચવતા અને તેના બદલામાં લોકો તેમને નક્કી કરેલ મુજબ અનાજ કે પૈસા આપતા હતા.

**હોપી**

ગામના ઘરોમાં રાત્રીના સમયે કોઈ ચોર લોકો આવીને લૂટી ન જાય અને ગામની માલ-મિલકતો સચવાઈ

રહે એટલે ગામના આગેવાનો ભેગા મળીને રાત્રીના સમયે ગામને સાચવવા માટે હોપીની નિમણૂંક કરતા હતા. હોપી તરીકે નાયકા સમાજના લોકોને જ કામ સોપવામાં આવતું હતું .તેઓ આખી રાત ગામમાં ફરીને લોકોને જગાડતા હતા અને ગામમાં ચોર લોકો આવ્યા હોય તો બધા સાથે મળીને તેઓને દૂર ભગાડી દેતા હતા. આમ હોપીનું કામ કરવા બદલ તેમને ગામમાંથી નક્કી કરેલ અનાજ અને પૈસા આપવામાં આવતા હતા.

**ગોરી**

ગોરી એટલે આખા ગામના ઢોરોને સીમમાં ચરાવવા લઈ જનાર ગોવાળીયો, જેને ગોરી કહેવામાં આવે છે. આ કામ પણ નાયકા સમાજના લોકો કરતા હતા. તેઓ સવાર પડે એટલે ગામની ભાગોળે જયાં ગૌચર હોય ત્યાં આવીને બેસતા હતા. ઢોરને છોડવાનો સમય થાય એટલે ગામના લોકો પોત પોતના ઘરેથી ગાયો, ભેંસો, બળદ વગેરે હાંકીને ગામના ગૌચર (પાદર) સુધી મૂકવા જતા હતાં. તે પાછા ઘરે આવતા રહેતા હતા. આ રીતે આખા ગામના ઢોર ભેગા થઈ ગયા પછી ગોરી ગામની સીમમાં ઢોરોને ચરાવવા માટે લઈ જતા હતા. અને બપોરે ગોરીને ખાવા માટે દરેક ઘરેથી વારા પ્રમાણે જમવાનું આપવામાં આવતું હતું. તે લેવા માટે ગોરાણી ગામમા ઘરે ઘરે ફરીને જમવાનું ભેગુ કરીને જયાં ગોરીઓ ઢોર ચરાવતા હોય ત્યાં લઈ જતી હતી. તે સમયે ઢોરો આજુ બાજુ ચરતા હોય ત્યાંથી ભેગા કરી જયાં પાણી હોય અને ઢોરોને બેસવા માટે છાંયડો હોય તેવી જગ્યાએ ઢોરોને બેસાડવામાં આવતા. આ જગ્યાને ગામના ગુંદરા તરીકે ઓળખવામાં આવે છે. ત્યાં ઢોરને બેસાડીને ગોરીઓ બપોરનું ભોજન જમતા હતા. ત્યાર બાદ ઝાડને છાંયે આરામ કરતા હતા. આરામ કર્યા પછી ફરીવાર

ઢોરોને હાકીને ચરાવવા લઈ જતા હતા. સાંજનો સમય થતાં ઢોરોને ફરીવાર ગામમાં લઈ આવતા હતા. તે વખતે પોતપોતાના ઢોરો લેવા માટે ગામના માણસો ભાગોળે આવતા હતા. આ રીતે ગોરીનું કામ કરનાર લોકોને દરેક ઢોર પર અનાજ અને પૈસા આપવાનું જે નક્કી કરેલું હોય તે ગોરીને આપવામાં આવતું હતું તેમાંથી ગોરીનું ઘર ચલાવવામાં આવતું હતું.

**વજીર**

ગામમા કોઈ સામુહિક કામ હોય કે ગામના કોઈ નાના મોટા પ્રશ્ન માટે જયારે ગામના લોકોને ભેગા કરવાના હોય ત્યારે ગામનો વજીર હાજરી, વગાડીને ગામના લોકોને ભેગા કરતા હતા. આ હાજરી એટલે એક પ્રકારનું નગારું તે વગાડવામાં આવે એટલે નક્કી કરેલી જગ્યાએ તરત જ ગામના લોકો ભેગા થઈ જતા હતા. આ રીતે લોકોને ભેગા કરનારને વજીર કહેવામાં આવે છે. આ કામ નાયકા સમાજનો જ માણસ કરતો હતો. કોઈને વ્યકિતગત બોલાવવાનું કામ પણ વજીર કરતો હતો. ગામમાં જયારે તહેવારો કે ઉત્સવો ઉજવવાના હોય ત્યારે વજીર શેરીએ શેરીએ બૂમો પાડીને જાહેરાત કરતો હતો. આ કામ કરવાના બદલામાં વજીરને તહેવારો તેમજ કોઈ લગ્ન પ્રસંગોમાં અનાજ તથા પૈસા આપવામાં આવતા હતા. તેનાથી તેનું ઘર ચાલતું હતું.

**ઢોલી**

ગામમાં લગ્ન પ્રસંગે તેમજ મરણ પ્રસંગે નાયકા સમાજના લોકો ઢોલ વગાડવાનું કામ કરતા તેના બદલામાં તેમને નક્કી કરેલ પૈસા આપવામાં આવે છે.

### હજામ

ગામના લોકોને બાલદાઢી કરવાનું અને ગામમાં લગ્ન અને મરણના પ્રસંગે હજામની જરૂર હોય છે. આ દરેક પ્રસંગે તેઓ પ્રસંગને અનુરૂપ કામ કરે છે. તેના બદલામાં તેઓને નક્કી કરેલ રોકડ રકમ અને અનાજ વગેરે આપવામાં આવે છે. તેનાથી હજામનું ઘર ચાલે છે. આમ પરંપરાઓથી નાયકા સમાજના લોકો સમાજ સેવક તરીકે જોતરાયેલ હતા. તેના બદલામાં અન્ય સમાજો તેનું ઘર ચાલે એટલું અનાજ અને પૈસા આપતા હતા. તેથી સમાજ સેવામાં જોડાયેલ વર્ગ પોતાની પાસે જે જમીનો હતી. તે જમીનો બીજા અન્ય લોકોને ભાગમાં આપી દેતા હતા. તેથી ખેતી કરવા માટે તેને રસ રહેતો નથી. તેથી વર્ષો જતાં પોતાની જમીન તે બીજા અન્ય લોકોને નજીવી કિંમતે વેચી દીધી હતી. તેથી તેઓના કબજામાં જમીન રહી ન હતી. તેથી મોટા ભાગનો નાયકા સમાજ જમીન વિહોણો બની ગયેલો છે. હાલમાં જેની પાસે જમીન નથી તેવા લોકો મજુરી કરી પોતાનું જીવન ગુજારે છે. મોટા ભાગનો નાયકા સમાજ ગુજરાતના અન્ય વિસ્તારોમાં સ્થળાંતર કરી ખેત મજુરી કરે છે.

### જન્મવિધિ

કોઈ બેન ગર્ભવતી હોય ત્યારે કુટુંબમાં તેની ખૂબ જ કાળજી રાખવામાં આવે છે. જે સમયે તેને સુવાવડ થવાનો દુઃખાવો થાય કે તરત જ ગામમાંથી દાયણ બેનને બોલાવવામાં આવે છે. આ દાયણબેન સુવાવડ કરાવવામાં ખૂબજ અનુભવી હોય છે. તે ગર્ભવતીબેન સાથે જ રહે છે. ગર્ભવતીબેનના પેટમાં જ્યારે પ્રસુતિનામનો પવન ફુંકાય ત્યારે જ બાળક બહાર આવે છે. બાળક બહાર આવ્યા પછી આ દાયણબેન માતા અને બાળકને

જોડતી નાડી કાપીને બાળકની દુટી પર દોરો બાંધે છે. તેથી બાળકના શરીરમાંથી નીકળતું લોહી બંધ થાય છે. ત્યાર બાદ દાયણબેન બાળકને સાફ કરી એક બાજુ સુવડાવે છે. પાણીથી નવડાવે છે. બાળકને જન્મ આપનાર બેનના પેટમાં રહી ગયેલ ગર્ભના કચરાને બહાર કાઢવાનો પ્રયાસ કરે છે. સુવાવડીબેનને નવડાવે છે. આ બધું કામ પુરું થયા પછી દાયણબેન ઘરે જાય ત્યારે તેને મજુરી પેટે થોડા પૈસા તથા અનાજ આપવામાં આવે છે. આ પૈસાને દાપું કહેવામાં આવે છે. અનાજને ખોળો કહેવામાં આવે છે. ત્યાર બાદ બાળકને જન્મ આપનાર સુવાવડી બેનને કંસાર તથા મીઠા વગરનું મોળું ભાત બનાવીને જમાડવામાં આવે છે. ત્યાર બાદ નાના બાળકને વારંવાર તેની માતા ધવડાવે છે. શરૂઆતના બે દિવસ માતાના ધાયુમાં દૂધ ઓછું હોય છે. સુવાવડ થયા પછી ત્રીજા દિવસે માતાના ઘાયામાં દૂધ ઉત્તરે છે. સુવાવડ થયા પછી ૭ દિવસ પછી સાતુ કરવામાં આવે છે. તે દિવસે ફરીવાર દાયણબેને બોલાવવામાં આવે છે. તે દિવસે આખું ઘર લીંપવમાં આવે છે. અને સુવાવડી બેન તથા નાના બાળક માટે વાપરવામાં આવેલા બધા કપડાં ધોવામાં આવે છે. આ બધુ કામ પતી ગયા પછી બાળકને જન્મ આપનાર માતા નાના બાળકને યોગ્ય પ્રમાણમાં ગરમ કરેલા પાણીથી નવડાવે છે. ત્યાર બાદ કોરે કપડે બાળકનું શરીર સાફ કરી બાળકને પોતાના ખોળામાં લઈને ઘાવણ ધવડાંવે છે. ત્યાર બાદ બાળકને પારણાંમા સુવડાવી દેવામાં આવે છે. તે વખતે બાળકનું ભવિષ્ય લખનારી દેવી આવીને બાળકના કપાળમાં લેખ લખે છે. તેથી પારણાંમાં ઉંઘતા બાળકને જગાડવું નહીં કે આછપાસ ઘોંઘાટ કે અવાજ કરવો નહીં જો બાળકને ઉંઘતા જગાડવામાં આવે તો બાળકનું ભવિષ્ય લખવા માટે આવેલ દેવી અધૂરુ ભવિષ્ય લખીને જતી રહે તો જન્મનાર બાળકનું અધવચ્ચે મરણ થાય છે એમ માનવામાં આવે છે. સાતુ ઉઠાવવા આવલે દાયણ બેન પ્રસુતિ કરાવતી વખતે કોઈ દેવીની

બાધા(માનતા) રાખેલ હોય તે સાતુના દિવસે પૂર્ણ કરે છે. તે બાધા પૂર્ણ કરવા માટે કોડીયામાં દીવો કરે છે. ચપટી ચોખા આપવા ડાંગર એક બાજુ મૂકીને તેના પર આ દાવો મૂકે છે અને અગરબત્તી સળગાવી નાળિયેર વધેરે છે. ત્યાર બાદ નાના બાળકની કમરે કાળી દોરી બાંધે છે. બાળકને કોઈની નજર ન લાગે એટલા માટે કપાળમાં કાળી મેંશનું ટપકું કરે છે. ત્યાર બાદ તે બાળકની ફોઈ તથા માતાને જણાવે છે કે હવે તમે તમારા બાળકનું નામ જે નામ પાડવાનું હોય તે પાડો. આમ કહેતાં બાળકની માતા તથા આખા કુંટુબની સર્વ સંમતિથી બધાને ગમે તેવું નામ પાડવામાં આવે છે. દાયણબેનની વિધિ પૂર્ણ થયા પછી તેને જમાડવામાં આવે છે. ત્યાર બાદ તેને નવી સાડી, દાપું (પૈસા) અનાજ (ખોળો) વગેરે આપવામાં આવે છે. ત્યાર બાદ તે વિદાય લે છે. બાળકનું નામ પાડયા પછી ગ્રામપંચાયતમાં જઈને તલાટી પાસે નોંધણી કરાવે છે. ત્યાં પણ જન્મેલ બાળકની ખુશી માટે પેંડા અથવા જલેબી લઈ જાય છે. બાળકનો જન્મ થયા પછી સવા મહિના સુધી જન્મ આપનાર બેનને નાયક ગણવામાં આવે છે. તેથી તે રસોડાથી દૂર રહે છે. સવા મહિના સુધી શીરો અથવા મીઠા વગરની મોળી ખચડી બનાવીને જમાડવામાં આવે છે. સવા મહિનો થયા પછી બધી બેનોની જેમ તે રસોડામાં કામ કરી રહે છે.

નાયકા સમાજમાં છોકરો જન્મે કે છોકરી જન્મે બંનેને સમાન માન હોય છે. છોકરી જન્મે તો ઘરમાં લક્ષ્મી આવી એમ માનવામાં આવે છે. પહેલાના સમયમાં બાળક મોટું થાય પછી આંખોની બંન્ને બાજુ, ધાડી પર, ગાલ પર, હાથ પર વગેરે જગ્યાએ કાળી મેશના છૂંદણા પાડવામાં આવતા હતાં. પરંતુ હવે થાડું શિક્ષણ સામાજિક બદલાવને કારણે છુંદણા પાડવામાં આવતા નથી.

## લગ્નમાં ગોત્રની ભૂમિકા

**સામાજિક લગ્નઃ**

સામાજીક લગ્ન જ્ઞાતીના રિવાજ મુજબ નાયકા સમાજમાં જ થાય છે. સમાજમાં કોઈ વ્યકિતનો છોકરો કે છોકરી ઉંમર લાયક જોવા મળે એટલે સમાજના લોકો તેનું લગ્ન નક્કી કરવા માટે તેના માતા પિતાને પૂછપરછ કરે છે. લગ્ન ગોઠવવાની હા પાડતાં તેઓ બંને પક્ષકારોને ધ્યાનમાં લઈને બંધબેસતું જોડું નક્કી કરે છે. જેને વાત નક્કી કરી એમ કહેવામાં આવે છે. વાત નક્કી થયા પછી છોકરો, છોકરીના ઘરે જોવા માટે જાય છે. તે વખતે છોકરા છોકરી બંને એકબીજાને જોઈને લગ્ન કરવા માટે તૈયારી બતાવે છે. બંને છોકરા છોકરીની પસંદગી થયા બાદ સગાઈ કરવાની હોય છે. સગાઈ કરવા માટે કોઈ સારો વાર અને તીથી નક્કી કરવામાં આવે છે. તે દિવસે છોકરા પક્ષવાળા કન્યા પક્ષના ઘરે જાય છે. ત્યાં બંને પક્ષના-સગાસંબધી ભેગા થઈને પંચો અને બંને ગામના આગેવાનો ભેગા થઈને બેસે છે. પંચોની વચ્ચે બંને છોકરા છોકરીના પિતાને બેસાડવામાં આવે છે. અને કન્યાપક્ષનો પુંજારો હોય તે દહેજ નક્કી કરવા માટે મકાઈ કે વાલના દાણાં છોકરા પક્ષવાળાને આપે છે. છોકરા પક્ષવાળા તેમાંથી થોડાં દાણા વધ ઘટ કરીને આપે છે. બંને પક્ષકારો તેને માન્ય રાખી દહેજ નક્કી કરવામાં આવે છે. ત્યાર બાદ છોકરો છોકરીના પિતાને સમાજ વચ્ચે ઉભા કરીને સામ સામે કંકુ ચોખાનો ચાંદલો કરી ફુલના હાર સામ-સામે પહેરાવે છે. પછી નીચે બેસાડવામાં આવે છે. ત્યાર બાદ છોકરી પક્ષનો પૂજારો હોય તે બંને જણના હાથમાં ગોળ આપે છે. છોકરી માટે પલ્લુ(દાગીના)અને દહેજ જાહેર કરે છે અને છોકરા પક્ષવાળાને જણાવે છે કે તમને આ

કરાર માન્ય હોય તો ગોળ બદલીને ખાવા લાગે આમ પૂછતાં જો કરાર માન્ય હોય તો બંને જણ સામ-સામે ગોળ બદલીને ખાય છે. આ ગોળ ખાધા પછી તેઓ બંને જણ વેવાઈ કહેવાય છે. આ વિધીને વેવાઈની વિધી કહે છે. હાલમાં સમાજમાં પરિતવર્તન થતાં બહેનો પણ આ વિધીમાં જાય છે. જેને ગોળ કાચલીની વિધી કહેવામાં આવે છે. વિધી થયા પછી બંને જણ સગા સંબંધે જોડાયેલા કહેવાય છે. બંને વેવાઈની તૈયારીએ લગ્નની તારીખ નક્કી કરવામાં આવે છે. લગ્ન બંને વેવાઈઓની અનુકુળતા એ ૩,૫, કે ૮ દિવસનું ગોઠવવામાં આવે છે. લગ્નનો પહેલો દિવસએ પીઠીએ બેસાડવાનો દિવસ કહેવાય. તે દિવસથી જેના લગ્ન થવાના છે તે છોકરા છોકરીને વર કન્યાને લાડો કે લાડી તરીકે ઓળખવામાં આવે છે. પીઠીના દિવસે સવારે ૧૦-૧૧ વાગ્યાના સુમારે વર પક્ષ તરફથી તલનું તેલ લાડીનાના ઘરે આપવા આવે છે. આ તેલ કન્યાને ચઢાવવાનું હોય છે. તેલ આવી ગયા પછી કન્યા લઈને છોકરીઓ તેમજ વડીલ બહેનો નજીકના બજારમાં ચૂડલા પહેરવા જાય છે. તે વખતે કન્યા તેને મનગમતો ચૂડલો પહેરે છે. ત્યાર બાદ તે ચૂડલા પહેરીને બધી છોકરીઓ ઘરે આવે છે અને ગામના સીમાડે આવીને તે થોડીવાર ત્યાં બેસે છે. સીમાડાદેવને ગોળનો પ્રસાદ મૂકી ત્યાર બાદ બધી છોકરીઓને ગોળનો પ્રસાદ ધરાવે છે. ત્યાર બાદ છોકરીઓ કન્યા સાથે ઘરે આવે છે. છોક્રીઓ કન્યા સાથે ઘરની બહાર આંગણાંમાં એકબાજુ બેસે છે. અને પ્રસંગને અનુરૂપ ગીતો ગાય છે. ગીતો ગાતી વખતે કન્યા રડતી હોય છે. ત્યાર પછી કન્યાને ગરમ પાણીથી તેની ભાભી હોય તે નવડાવી નવા કપડાં પહેરાવે છે. આંગણાંમાં પૂજારો કંકુ, ચોખા અને હળદરની ચોરી બનાવે છે. આ ચોરીએ વધામણું કરીને, હે ધરતી માતા હું આ મારા ઘરના આંગણાંમાં તારા ખોળે રમી, ખેલી, કૂદીને મળ મૂત્ર કરીને મોટી થઈ છું. હવે હું તને છોડીને સાસરીએ જવાની તૈયારી કરું છું હે ધરતી માતા તું મને

આશીર્વાદ આપ. એવી ભાવનાથી કંકુ, ચોખા, હળદર, તેલ, પાનડી વગેરેને પાંચ વાર વધાવી ધરતી માતાની પૂજા કરીને ઘરમાં પ્રવેશ કરે છે. ત્યાર બાદ તે લગ્ન દરમિયાન કન્યાની સાથે રહેવા અને કન્યાના કોઈ કામ માટે કુંવારા બે છોકરા અને બે છોકરીઓને લૂડાં રાખવામાં આવે છે. ત્યાર બાદ બે લુંડા અને બે લૂંડી ખાંડણિયામાં પૂજારો પાંચ પાંચ પવાલી ડાંગર નાખતો જાય અને લૂંડીઓ સામેલાથી ડાંગર ખાંડે છે અને લૂંડા તીરથી ખાંડે છે. આમ પાંચ વાર ખાંડવાની વિધી કરે છે. આ રીતે ખાંડેલા ચોખા ગોતરેડાંની ખીચડી બનાવવા માટે વપરાય છે. તેને ધાન ભરવાની વિધી કહે છે. ત્યાર બાદ ઘરલી દેવી (ગોત્રદેવી) પાસે એક બાજુ કન્યાને પાટલા પર બેસાડવામાં આવે છે. તે વખતે પૂજારો ઘરલી દેવી આગળ ખાખરાના પાંચ પાનમાં ગોળ મૂકે છે. જેને નેવોજ કહેવામાં આવે છે. આ નેવોજમાં મૂકેલ ગોળને ઘરલીદેવી આગળ પૂજવામાં આવે છે. દારૂની શાક પાડવામાં આવે છે. પછી બહાર બેઠેલા બધાને ગોળનો પ્રસાદ આપવામાં આવે છે.

### તેલ ચડાવવાની વિધી

ઘરલીદેવીની વિધી કર્યા પછી પાટલા પર કન્યાને ઉગમણી દિશાએ મોં ફેરવીને બેસાડવામાં આવે છે. લૂંડા લૂંડીઓ કન્યાના માથા પર હાથ મૂકે છે. પૂજારો તેના માથામાં મેથી, પાનડી વગેરે નાખે છે. પછી તે તલનું તેલ નાખે છે અને લૂંડા લૂંડીઓ માથું ચોળી આપે છે. આમ પાંચવાર કરવામાં આવે છે. આ રીતે પહેલા દિવસે વિધી કરવામાં આવે છે. આ બધી પ્રક્રિયાને પીઠીએ બેસાડી એમ કહેવામાં આવે છે.

## શિંભોડી

શિંભોડીના દિવસે મીઠા વગરનું મોળું ભાત બનાવવામાં આવે છે. આ ભાત ટોપલીમાં લઈને કન્યા, લૂંડા, લૂંડી, પૂજારો અને ઢોલીયા તેમજ આજુબાજુનાં લોકો ભેગા થઈને નાચતાં નાચતાં શિંભોડી માતાએ જાય છે. પૂજારો વધામણું લઈને આવે છે. તે શિંભોડીમાતાના સ્થાનક આગળ મૂકે છે. ત્યાર બાદ ત્યાં પાણી છાંટી કોડીયામાં દીવો કરે છે. પછી ખાખરાના પાનમાં ભાત મૂકી પાંચ નેવેજ મૂકે છે અને પછી કન્યાને છાણાં પર ઉભી રાખીને શિંભોડી માતાને વધામણાથી પાંચ વાર વધાવી ધરતી માતાને ચાંદલો કરે છે. ત્યાર પછી પૂજારો પાંચ નેવેજ મૂકેલા હોય તેને પૂજે છે અને પાણી તથા દારૂની શાક પાડી ટોપલીમાં જે ભાત હોય તેનો બધાને પ્રસાદ આપે છે. ત્યાર બાદ કન્યાને ઘોડીલે રમાડે છે. આ વિધી  પૂરી થાય પછી નાચતાં નાચતાં ઘરે આવે છે. ઘરે આવ્યા પછી કન્યાની મા કન્યાને ઘરના બારણાંની નજીક છાંણાં પર ઉભી રાખે છે. ઘરમાંથી તે વધામણું તૈયાર કરી ચૂલાની રાખોડીના બે લાડુ બરૂ નામના ઘાસનાં બે ટુકડાં માટીની ઢાંકણીમાં અગ્નિ અને લોટામાં પાણી વગેરે લઈને ઘરની બહાર નીકળે છે અને કન્યાને વધાવીને બધી સામગ્રી કન્યાને વટાવીને ફેંકી દે છે. અગ્નિની વધાવીને કન્યાના પગ આગળ મૂકે છે. ત્યાર બાદ લોટાંમાંથી પાણી આપીને કન્યાને કોગળો કરાવે છે. લાડી આ કોગળાનું પાણી અગ્નિ પર પાડીને અગ્નિને હોલવી નાખે છે. પછી તે એક બાજુ બેસે છે અને ઢોલીયાને પૈસા આપી ઢોલી રમાડે છે. ત્યાર બાદ તે ઘરમાં જાય છે.

### માંડવાની વિધી

માંડવાના દિવસે સવારમાં કુટુંબના માણસો ભાઈ બહેનો ભેગા થાય છે. આ દિવસે ભાઈઓ જંગલમાં અથવા પોતાના ખેતરના છેડેથી લાકડાં કાપી લાવીને ચાર થાંભલી રોપીને લાકડાંનો માંડવો બનાવે છે. આ માંડવાને આંબાનું તોરણ બાંધીને ટોળો બનાવવામાં આવે છે. ઝાંપે બે લાકડાં ઉંચા રોપીને ત્યાં પણ ટોળો બનાવામાં આવે છે. આ રીતે માંડવો તૈયાર થયા પછી માંડવા નીચે શીમળાના લાકડાંનો એક ખીલો રોપવામાં આવે છે. તે ખીલાની ચારે બાજુ શીમળાનું લાકડું ફાડીને ચાર ટુકડા ગોઠવીને ચોકડી બનાવવામાં આવે છે. આ રીતે માંડવો તૈયાર થાય છે.

### ઉકેળીની વિધી

માંડવાના દિવસે બપોર પછી ઉકેડીની વિધી કરવામાં આવે છે. તે દિવસે કન્યા ઉપવાસ કરે છે. આ દિવસે બપોરે બે વાગ્યાના સુમારે ફળિયાના બધા ભાઈ-બહેનો ભેંગા થઈ જાય છે. અને કન્યાને ઘરમાંથી ઉંચકીને જયાં ટોળો કરેલ હોય ત્યાં લઈ જાય છે. ટોળા નીચે દર ખોદેલ હોય છે. તે દર પાસે છાણું મૂકીને તે છાણાં ઉપર ઉગમણી દિશાએ મોં ફેરવીને બેસાડવામાં આવે છે. ત્યાં તેને આંબાનું દાતણ આપવામાં આવે છે. આ દાતણ કર્યા પછી દાતણના ચીરીયાને આ દરમાં મૂકી પાણીના કોગળા કરાવવામાં આવે છે. મોં ધોવડાવીને તે પાણી પણ આ દરમાં પાડવામાં આવે છે. ત્યાર બાદ પંજારો ખાખરાના પાનમાં પાંચ ઢેબરા મૂકી પાંચ નેવેજ મુકે છે. પાંચ ઢેબરાં કન્યાના હાથમાં પકડાવી આગળ પાછળ નાખે છે. તેને નાના છોકરા લૂંટે છે. પછી કન્યાને તે જગ્યાએ વધામણું

કરી ટોળાનું પૂજન કરવાની વિધિ કરવામાં આવે છે. ત્યાર બાદ લૂંડાએ ખોદેલા ખાડામાં પૈસા અને લોખંડની ખીલી નાખી ખાડો પુરી દેવામાં આવે છે. પૂજારો ત્યા ઢેબરાં પૂજે છે અને પછી તે ઢેબરાંનો બધાને પ્રસાદ આપે છે અને કન્યાને ઘોડલે રમાડે છે. ત્યારબાદ કન્યાને ત્યાંથી લઈ આવવામાં આવે છે. ઘરના ઉંબરા આગળ ઉભી રાખી કન્યાની મા વધાવીને ઘરમાં લઈ જાય છે.

## ગોત્રીજની વિધી

કુટુંબમાંથી એક વ્યકિત કોરી ઘાઘર અને કોરું કાપડ તથા નાળિયેર લઈને કૂવે જાય છે. કૂવામાંથી પાણી બહાર કાઢી કોરી ઘાઘરમાં પાણી ભરે છે. પાણી ભર્યા પછી ઘાઘર પર કાપડ ઢાંકવામાં આવે છે અને કૂવા પર ઢેબરાં, ખીચડી અને દારૂની શાક પાડી વિધી કરીને માથે ઘાઘર લઈને ઘરે આવીને માંડવા પાસે ઉભો રહે છે. ત્યાં કન્યા આવીને વધામણું કરી ગોત્રીજને કંકુ ચોખાનો ચાંદલો કરે છે. ત્યારબાદ ગોત્રીજ માથેથી ઘાઘર ઉતારીને ઘરમાં જઈ ઘરલીદેવીએ ડાંગર મૂકી તેના પર ગાગર મૂકે છે. એક જ ગોત્રના કુટુંબીજનો ભેગા થઈને ત્યાં ઘરલી દેવી આગળ પાંચ બાજમાં (પતરાળા)માં ગોત્રીજની પત્નીએ બનાવેલ ઢેંબરા અને ખીચડીના નેવોજ મૂકવામાં આવે છે. ત્યારબાદ બધા ગોત્રીજ ભેગા થઈને ગોત્રદેવીને પૂજવાની વિધી કરે છે અને દારૂની શાક પાડે છે. આ વિધી પુરી થયા પછી તેઓ જમવા બેસે છે. ત્યારબાદ બાકીના સગાસંબધીઓને જમાડે છે.

## વિલ્લા ઢોળાવવાની વિધી

આ વિધી સાંજે માંડવે કરવામાં આવે છે. માંડવામાં વચ્ચો-વચ્ચ શીમળાના લાકડાંનો ખીલો રોપી તેની

ફરતે ચાર લાકડાં મૂકેલા હોય છે. ત્યાં પાટલો મૂકીને ઉગમણી દિશાએ કન્યાને બેસાડવામાં આવે છે. ગોતરેડો ભરનાર કન્યાની પાછળ બેસીને હાથ વડે કન્યાની આંખો પર હાથ રાખીને આંખો બંધ કરીને બેસે છે. બે લૂંડા બે લૂંડીઓ કન્યાના માથામાં તેલ, મેથી, પાનડી વગેરે નાખીને માથું મસળે છે. તેને વિહ્વા ઢોળાવવાની વિધી કહેવામાં આવે છે. આ વિધી પૂરી થયા પછી ગામના તેમજ સગાસબંધીઓને જમાડવામાં આવે છે.

### પલ્લાની વિધી : ગોળ પોહે મૂકવાની વિધી

જાન આવી ગયા પછી જાનૈયાઓમાંથી વડીલ માણસોને માંડવે બોલાવવામાં આવે છે. માંડવામાં કન્યા અને વરના પક્ષના માણસો બેસે છે. કન્યા પક્ષનો પૂજારો તે સમયે હાથમાં બે સૂપડાં લઈને ઘરમાંથી માંડવે આવે છે. બંન્ને પક્ષોના લોકો બેઠા હોય તેની વચ્ચે બેસીને તે વરપક્ષ તરફથી નક્કી કરેલ પલ્લું માંગે છે. જેવું કે હાંસડી, છડાં, ઝાંઝરી, જડ સોનાની, સાડી, ચણિયો, કબજો વગેરે તેને સૂપડાંમાં ગોઠવીને બંને પક્ષના બે બે માણસોને તે સૂપડું પકડાવી માંડવા નીચે જઈ તેને પાંચ વખત વધાવીને પૂજારો ઘરમાં લઈ જાય છે. કન્યાને પહેરાવી તૈયાર કરાવે છે. ત્યાર બાદ તે ગોળ માંગીને સૂપડામાં લઈને બધાને ગોળ આપે છે. આમ આ વિધી પૂરી કરે છે.

### ટોળે લેવાની વિધી

જાનને ટોળે લેવામાં આવે છે. તે વખતે આખી જાન ટોળો જયાં બનાવેલો હોય ત્યાં આવીને ઉભી રહે છે. તે વખતે કન્યા તરફથી ગામના પટેલ, પૂજારો હાથમાં વધામણું લઈને કન્યાની મા, માથે બેડીયું લઈને ફોઇ અને માથે લોટાનું બેડીયું લઈને કન્યાની બેન, હળલાકડાંની ધૂસરી, છાશ બનાવાવની રવૈય વગેરે વસ્તુઓ લઈને

ટોળે આવે છે. ટોળા નીચે પાટલા પર વરને હાથ જોડીને ઉભો રાખવામાં આવે છે. પહેલા ગામના પટેલ પૂજારો તેને વધામણું કરી વધાવીને કંકુ ચોખાનો ચાંદલો કરે છે. ત્યાર પછી કન્યાની મા વધામણું કરી કંકુ ચોખાનો ચાંદલો કરી વરના પાટલા આગળ કોડીયું મૂકે છે. ત્યારબાદ કન્યાની ફોઈ માથે બેડીયું લઈને આવે છે. બેડીયાથી વધાવીને કંકુ ચોખાનો ચાંદલો કરે છે. ત્યાર પછી કન્યાની બહેન લોટાનું બેડીયું વધાવી કંકુ ચોખાનો ચાંદલો કરે છે. તેને સાળી બેડીયું કહેવાય છે. ત્યાર બાદ ઘૂસરી અને રવૈયથી વધાવી લેવામાં આવે છે. આ વિધીને વર પોંકવાની વિધી કહેવામાં આવે છે. ટોળે આ બધી વિધી પુરી કર્યા પછી વરને માંડવે લઈ જવામાં આવે છે. તે વખતે વર પાટલા પરથી નીચે ઉતરતી વખતે પહેલો પગ સાસુએ મૂકેલ કોડીયા પર મૂકીને કોડીયું ભાંગે છે. વર માંડવામાં આવે છે. ત્યાં ઉગમણો ફરીને તેને પાટલા પર બેસાડવામાં આવે છે. ત્યાર બાદ ઘરમાંથી કન્યા હાથમાં ફૂલનો હાર લઈને આવે છે. વરને વધામણું કરી ચાંદલો કરી ફૂલનો હાર પહેરાવે છે. ત્યાર પછી વર-કન્યાને વધામણું કરી કંકુ ચોખાનો ચાંદલો કરી ફૂલનો હાર પહેરાવે છે. પૂંજારો બંને વર-કન્યાને હારે બેસાડે છે. બંન્નેનો જમણા હાથે નાડાસળી બાંધે છે. ત્યાર બાદ કન્યાને બૂડમના મોંએ વરની સામે બેસાડે છે અને બંનેના ગળામાં નાળાની આંટી નાખે છે. ત્યાર બાદ વર અને કન્યાના હાથ ભેગા કરી કન્યાનો હાથ પકડાવીને તેના પર ધોતી ઓડાડવામાં આવે છે. ત્યાર બાદ કન્યાના બાપાને બોલાવીને થાળીમાં પગ મૂકાવી વરના પગ ધોવડાવે છે. કન્યાના માતા-પિતા કન્યાદાનમાં જે વાસણ આપવું હોય તે આપે છે. આ વિધી પૂરી થયા પછી વર-કન્યાને મંડપમાં પાંચ ફેરા ફેરવી આકાશમાં તારો બતાવે છે અને પછી બંને જણને ઘરમાં લઈ જઈને ઘરલી દેવી પાસે બેસાડી કંસાર જમાડે છે. ત્યાર પછી વરને બહાર લાવવામાં આવે છે. ખાટલા પર બેસાડી તેને ચા પીવડાવે છે.

ત્યાર પછી કન્યાને તૈયાર કરીને મંડપમા લાવવામાં આવે છે. માંડવે વર-કન્યા હાથમાં લાડીનો ભાઈ ડાંગર આપે છે. તે ડાંગર ઉગમની દિશાએ વધાવી લાડીને સાસરે વળાવવામાં આવે છે.

### દોરડાં છોડાવવાની વિધી

જાન વરના ઘરે આવી પહોંચ્યા પછી ત્યાં વરના ઘરે ઘરલીદેવી આગળ બેસીને વર-કન્યાના હાથે બાંધેલા નાડાને સામ-સામે છોડીને પાંચવાર બાંધછોડ કરવામાં આવે છે. ત્યાર બાદ વર-કન્યાને હળદરવાળું પાણી ટપકાવતા ટપકાવતા પાંચ ફેરા વરના ઘરની ચારે બાજુ ફરવાના હોય છે. આ વિધીને દોરડાં છોડાવવાની વિધી કહે છે.

### ગોતરેડો ઢોળાવવાની વિધી

વરના ઘરે ગોત્રી જે ગોતરેડોં ભરીને ઘરલીદેવીએ ઘાઘર મૂકેલી હોય છે. તેની પર નાળિયેર પણ હોય છે. કન્યા તે લઈને જે કૂવેથી પાણી ભરવામાં આવ્યું હોય ત્યાં ઘાઘર અને ડાંગર લઈને જાય છે. ત્યાં જઈને કૂવાની બાજુમાં ડાંગર વાવી ઘાઘરનું પાણી રેડીને ત્યાં નાળિયેર ફોડીને પ્રસાદ વહેંચે છે. આ રીતે ગોતરેડો ઢોળવાની વિધી કરવામાં આવે છે.

### આંણું વાળવાની વિધી

છોકરીને સાસરે વળાવ્યા પછી નક્કી કરેલ દિવસે આંણું વાળવામાં આવે છે. તે દિવસે કન્યા પક્ષ તરફથી

આંણું વાળવા માટે માણસો જાય છે અને ત્યાં જમાડવામાં આવે છે. ત્યાર બાદ તેઓ કન્યાને તૈયાર કરી ટોપલીમાં ઢેબરાં ભરીને કપડે બાંધીને વળાવી આપે છે. તે જ રીતે કન્યાપક્ષમાંથી પણ આંણું કરી આપે છે.

**અપહરણ લગ્ન**

લગ્નના આ પ્રકારમાં છોકરા-છોકરીને પોતાને મન પસંદ પાત્રો મળી જતાં તેઓ છૂપી રીતે જતા રહે છે. અથવા છોકરીને બળજબરી પૂર્વક લઈ જવામાં આવે છે. તેને અપહરણ લગ્ન કહેવામાં આવે છે. જેની છોકરીનું અપહરણ થયું હોય તેવા મા-બાપ અને કુંટુબીજનો કોઈ લઈ ગયું તેની તપાસ કરતાં માહિતી મળે છે. ત્યાર બાદ જે છોકરો લઈને ભાંગી ગયો છે. તેના મા બાપને જાણ કરવામાં આવે છે. પછી છોકરા અને છોકરીના મા બાપ તેની શોધ કરી શોધી કાઢે છે. તે પછી છોકરી પક્ષની પંચ અને છોકરા પક્ષની પંચ નક્કી કરેલ જગ્યાએ છોકરા પક્ષમાં ભેગા થાય છે. બંને છોકરાઓને કોઈ અલગ જગ્યાએ બેસાડેલ હોય ત્યાં જઈને પૂછવામાં આવે છે કે તમારે છૂટા થવું છે કે લગ્ન કરવા છે. તો તે વખતે બંને છોકરો-છોકરી પોતપોતાની સ્વેચ્છાએ બંને જણ લગ્ન કરવાની ઈચ્છા બતાવે તો સામાજિક રીતરીવાજ મુજબ જે તે કરાર પ્રમાણે સામાજિક દંડરૂપે દાવો નક્કી કરવામાં આવે છે. જે દાવાની રકમ છોકરીના મા બાપને આપીને છોકરીને સામા પક્ષને સોંપી દેવામાં આવે છે. ત્યાર બાદ છોકરો-છોકરી સમાજમાં પતિ-પત્ની તરીકેનું જીવન જીવે છે. આને સામાજિક નિકાલ કહેવામાં આવે છે. આ સામાજિક નિકાલ થયા પછી દાવાની રકમ લેવડ દેવડ થઈ ગયા પછી છોકરીના મા બાપ છોકરી છોકારને મા બાપના ઘરે બાલાવે છે. કોઈ સારી જાતનું ખાવાનું બનાવી તેમને જમાડે છે. આ રીતે સામ સામે અવર જવર કરી મનમેળ કરે

છે.

**નાતરું લગ્ન**

લગ્ન થયા પછી કોઈ બહેનને સામાજિક રીંકે છૂટી કરવામાં આવેલ હોય અથવા પોતાની સ્વેચ્છાએ સામાજિક રીતે પોતાના પતિ પાસેથી છૂટી થયેલ હોય, અથવા લગ્ન કર્યા પછી કુદરતી રીતે તેનો પતિ મરી ગયો હોય અને તેને સંતાન હોય અથવા ના હોય તેવી સ્ત્રીઓ પોતાના માતા પિતાના ઘરે રહીને જીવન જીવતી હોય છે. તેવી સ્ત્રી-પુરૂષો સામાજિક રીતે પુનઃ લગ્ન કરવાનો સામાજિક રિવાજ છે. આ નાતરુ લગ્ન કરવા માટે વહટારિયો બંને છોકરા છોકરીને ધ્યાનમાં રાખી, તેમના મા-બાપના ઘરની પરિસ્થિતિને ધ્યાનમાં રાખી, છોકરો છોકરી તથા ઘરબાર બંને છોકરા છોકરીના માતા-પિતાને સામ-સામે બતાવી બંને પાત્રોની પસંદગીએ નાતરું ગોઠવવામાં આવે છે. જેને નાતરાની વાત ગોઠવી એમ કહેવામાં આવે છે. તે દિવસે ક્યા દિવસે નાતરું લેવા આવવું તે પણ કોઈ સારો વાર અને તીથી જોઈને નક્કી કરવામાં આવે છે. નક્કી કરેલ તારીખે છોકરાપક્ષ તરફથી છોકરા છોકરીઓ અને વડીલો વગેરે નાતરા પ્રસંગમાં જમવાનું બનાવવા માટે સીધું-સામગ્રી લઈને છોકરી પક્ષમાં જાય છે. ત્યાં જઈને પહેલાં સીધું સામગ્રી આપી દેવામાં આવે છે. એટલે જમવાનું બનાવવાનું શરૂ થઈ જાય. બીજી બાજુ નાતરુ લેવા આવેલ સગા સબંધીઓને ચા-પાણી કરવામાં આવે છે. ત્યાર બાદ ગામના તેમજ સગા સબંધીઓ આવી ગયા પછી છોકરી પક્ષનો પૂજારો છોકરીના બાપને માથે પાઘડી કે કોઈ કપડું મૂકાવી હાથમાં વધામણું લઈને અને પૂજારો બે સૂપડાં હાથમાં લઈને બંને ગામોની પંચો બેઠી હોય ત્યાં વચ્ચે આવે છે. તે વખતે આવીને છોકરીનો

બાપ હાથમાંથી વધામણું નીચે મૂકીને ફૂલ લઈને ચારેબાજુ વધાવીને બધાને હાથ જોડી રામ રામ બોલીને ગોદડી પર બેસી જાય છે અને પૂજારો બાજુ પર બેસે છે. તે વખતે પૂજારો છોકરા પક્ષ તરફથી ગોળ માંગે છે. તે ગોળ સુપડામાં મૂકીને ભાંગી નાખે છે. પછી છોકરાના બાપને બોલાવીને છોકરાના બાપ સાથે બેસાડે છે. બંને જણને ઉભા કરી સામ સામે કપાળમાં ચાંદલો કરી સામ સામે ફૂલહાર વિધી કરે છે. તેમને નીચે બેસાડી બંને જણને હાથમાં ગોળ આપવવામાં આવે છે. ગોળ આપીને આ ફૂલહાર લગ્નનું સામાજિક બંધારણ બોલવામાં આવે છે. અને તે બંધારણ માન્ય હોય તો બંને જણ પાંચ પાંચ વાર ગોળ બદલીને ખાય છે. ત્યાર બાદ રામ રામ બોલી બંને જણ જગ્યા બદલે છે. આ પ્રક્રિયાને વેવાઈ થયા એમ કહેવામાં આવે છે.

વેવાઈ થયા પછી તરત જ પૂજારો છોકાર પક્ષ પાસેથી પલ્લુ માંગે છે. આ પલ્લામાં કપડાં ગોઠવીને તેના પર દાગીના ગોઠવવામાં આવે છે, દરેક દાગીના પર એક એક રૂપિયો મૂકવામાં આવે છે. તે પછી પૂજારો કુંટુબના બે માણસ અને છોકરાના કુંટુબમાંથી બે માણસ આમ ચાર માણસોને બોલાવી સૂપડું પકડાવીને ઉભા કરે છે. આ પલ્લાને પાંચવાર વધાવી દરેક દાગીના પર હાથ ફેરવી વાહ વાહ બોલે છે. આ પલ્લાને ઘરમાં લઈ જવામાં આવે છે. છોકરીને કપડાં તથા દાગીના પહેરાવીને તૈયાર કરી ઘરમાં ઘરલી દેવી પાસે પાટલા પર બેસાડવામાં આવે છે. ત્યાં પૂજારો છોકરા છોકરીને વધામણું પકડાવી દેવીને પાંચ વખત વધાવી ધરતીમાતાને તથા ઘરલી દેવીને કંકુ ચોખાથી ચાંદલો કરે છે. પૂજારો બંને છોકરી છોકરાને જમણા હાથે નાડાસળી બાંધી વિધી કરે છે. છોકરા છોકરીને અલગ અલગ જ્યાં બેસવાનું હોય ત્યાં છૂટા પાડે છે. બધા સગા સબંધી તથા છોકારા પક્ષવાળાને જમાડવામાં આવે છે. જમાડ્યા પછી છોકરીને છોકરા સાથે વળાવવામાં આવે છે. તે વખતે કન્યાપક્ષની બહેનો

ઝાંપા સુધી છોકરીને વળાવા જાય છે. ત્યાર બાદ સમય નક્કી કરી બંને પક્ષો તરફથી આંણું વારી અવર જવર કરવામાં આવે છે.

## મરણવિધી

નાયક સમાજમાં કોઈ વ્યકિતનું મૃત્યું થાય એટલે તરત જ ફળિયાના તેમજ કુંટુબીજનો ભેગા થઈ જાય છે. ત્યાર બાદ સમાજના રિવાજ મૂજબ મૃત્યુની જાહેરાત માટે ઢોલીયા બોલાવવામાં આવે છે. તથા દારૂખાનું ફોડવામાં આવે છે. આ મરણના ઢોલ અલગ પ્રકારના વગાડવામાં આવે છે. તેથી ગામમાં તથા નજીકના ગામોમા ખબર પડે કે કોઈક મૃત્યુ પામેલ છે. તે ઉપરાંત દૂરના ગામોમાં રહેતા સબંધીઓને ખાસ માણસો ખબર આપવા માટે જાય છે. તેથી બધા સમયસર આવી જાય છે. માણસનું મરણ થયા પછી તરત જ છાણથી લીપીને જમીનને પવિત્ર બનાવવામાં આવે છે. લીપેલી જગ્યા પર ડાંગરના દાણા મૂકીને તેના પર ઉત્તર દિશાએ માથું અને દક્ષિણ દિશા તરફ પગ રાખીને સુવડાવવામાં આવે છે. તેને મડામોંએ એમ કહેવામાં આવે છે. જો મરણ સાંજના સમયે થયું હોય અને સગાસંબંધીઓ સમયસર આવી પહોંચે તેમ ન હોય તો રાત્રિના સમયે ઉંધા ખાટલાનો હીંચકો બનાવીને મડામોંએ ખાટલાના હિંચકામાં સુવડાવવામાં આવે છે. બીજે દિવસે સવારમાં મડદાને નવડાવીને નવાં કપડાં પહેરાવવામાં આવે છે. ત્યાર બાદ છાણથી લીપીને પવિત્ર કરેલ જગ્યા પર ડાંગરના દાણા મૂકીને મડદાને મડામોંએ સુવડાંવવામાં આવે છે. ત્યાર બાદ મડદાને કંકુનો ચાંદલો કરીને, ફૂલનો હાર પહેરાવવામાં આવે છે. જો મરનાર વ્યકિત કુંવારુ હોય તો તેને હળદર ચોપડવામાં આવે છે. મરનાર વ્યકિત છોકરી હોય તો તેને છોકરીનો

શણગાર કરવામાં આવે છે અને ઉંમરવાળી સ્ત્રી હોય તો તેને દાગીના પહેરાવવામાં આવે છે. આ રીતે મડદાને તૈયાર કર્યા પછી તેને અત્તર જેવા સુગંધિત પદાર્થો છાંટવામાં આવે છે. ત્યાર બાદ એક કપડામાં ૫૦૦ ગ્રામ જેટલા ચોખા અને તેમાં સવા રૂપિયો મૂકીને કપડાંને એક છેડે બાંધવામાં આવે છે. તેને સીધુ કહેવામાં આવે છે. આ સીધુ બાંધેલ કપડાંને મડદાના માથાની બાજુએ મૂકવામાં આવે છે. આ રીતે તૈયાર કર્યા પછી, વિધવાબેને રાંધેલી ખીચડી મરનારના મોંમા મૂકવામાં આવે છે. આ વિધીને કોરી મૂકવાની વિધી કહેવામાં આવે છે. આ રીતે તૈયાર કરીને સુવડાવેલા મડદાના પગ બાજુ એક થાળીમાં કોડીયું મૂકી તેમાં તેલનો દિવો કરવામાં આવે છે. તેમાં કંકુ તથા ચોખા અને ફૂલ મૂકવામાં આવે છે. અગરબત્તી સળગાવવામાં આવે છે. જયારે કોઈ સગાસંબધી આવે ત્યોરે તે મરનાર વ્યકિતને ઓઢાડવા માટે કપડું લાવે છે. તે કપડું ઓઢાડતી વખતે મડદાંનું મોઢું જોઈને તેને કપાળે કંકુનો ચાંદલો કરી કપડું ઓઢાડે છે અને મરનાર વ્યકિતના હાથમાં પૈસા મૂકે છે. ત્યાર બાદ મડદા પર પૈસા ઉતારીને બહાર નીકળે છે. ઢોલીયા ઢોલ વગાડતા હોય તેને તે પૈસા આપી દે છે. બઘા સગાસંબધીઓ આવી ગયા પછી મડદાને વધાવવામાં આવે છે. તે પછી મડદાની આજુ બાજુ બેઠેલી બેહેનો મડદા પર પૈસા ઉતારીને ઢોલીયા તથા હજામને આપે છે. મરનાર વ્યકિત કોઈ પુરુષ હોય તો તેની પત્નીને ફુલના હાર પહેરાવી વિધી કરવામાં આવે છે. લાગતા વળગતા બધા સંબધીઓ આવી ગયા પછી મડદાને સ્મશાને લઈ જવા માટે ઘરમાંથી બહાર આંગણાંમાં લાવવામાં આવે છે. તે વખતે લાકડાંના બે ડોંડા અને વાંસની બનાવેલી શીવળીને નાળિયેર બાંધીને તૈયાર કરેલ હોય છે. તે આંગણામાં મૂકેલ હોય છે. તેની પર મડદાને સુવડાવવામાં આવે છે. મડદુ સુવડાવ્યા પછી તેને ડાભની દોરીથી શીવળી સાથે બાંધવામાં આવે છે. મરનારની પત્ની મડદા પર વિટળાઈ ને મડદા પર બેસી જાય છે.

ત્યાર બાદ હજામ મસાલ લઈને આગળ થાય છે. અને તેની સાથે મરનારના કુંટુબમાંથી એક માણસ કપડામાં ડાંગર અને હાથમાં શળગતું છાણું લઈને મડદાની આગળ ચાલે છે. થોડા થોડાં અંત્તરે રસ્તા પર ચપટી ચપટી ડાંગરના દાણા મૂકતો જાય છે. તે વખતે બધી બહેનો મડદા પાછળ ચાલે છે. એક વિધવાબેન મડદા પાછળ મરનારને કોરી દેવા માટે માટીના વાસણમાં ખીચડી બનાવી હોય તે વાંસણ ડાબની દોરીથી બાંધેલુ હોય તે વાસણ દોરીએ પકડીને લટકાવીને જાય છે. વિસામાની જગ્યાએ ડાંગરના દાણાં વાવે છે. તે જગ્યાએ મડદાને મડામોણે ઉતારવામાં આવે છે. ત્યાર બાધ વિટળાયેલી સ્ત્રીને મડદા પરથી નીચે ઉતારવામાં આવે છે. તે જગ્યાને વિસામો કહેવામાં આવે છે. ત્યાં વિધવાબેન જે વાસણ લઈને આવે છે. તે વાસણને ફોડીને ભાંગી નાખે છે. જેને વિસામો ફોડયો એમ કહેવામાં આવે છે. ત્યાંથી ભાઈઓ મડદાને સ્મશાને લઈને જાય છે અને બહેનો ઘરે જાય છે.

વિસામે ઉતાર્યા પછી ફરી વાર શીવળીને ચાર જણ થઈને ઉચકી લેવામાં આવે છે. ફરીવાર ડાંગર મૂકનાર રસ્તામાં ચપટી ચપટી ડાંગર મૂકતો આગળ ચાલે છે. ગામનું ગુંદરુ આવતાં તે ડાંગરના દાણાં વાવે છે. મડદું ઉચકનારા ચાર જણ મડદાને ડાંગરના દાણા વાવેલ જગ્યાએ મડામોએ ઉતારે છે. તરત પાછું ઉંચકી લેવામાં આવે છે. ડાંગર મૂકનાર આગળ ચપટી ચપટી ડાંગરના દાણાં મૂકાતો જાય છે. તેની પાછળ મડદાને ચાર જણ ઉંચકીને જાય છે. ત્યાર બાદ સ્મશાને પહોચ્યા પછી ફરીવાર ડાંગરના દાણાં નાખવામાં આવે છે. તેની પર મડદાને ઉતારવામા આવે છે. ત્યાર બાદ મરનારના કુંટુબમાંથી બે માણસો સ્મશાનની આસપાસ જયાં પાણી હોય ત્યાં ન્હાવા માટે જાય છે. તેઓ પહેરેલે કપડે પાણીમાં ન્હાઈને પોતાની સાથે મોટો રૂમાલ હોય તે પાણીમાં બોળીને

લોચો કરીને લઈ આવે છે. જે જગ્યાએ સાહી (ચિતા)બનાવવાની હોય તે જગ્યાએ રૂમાલને દબાવીને પાણી કાઢીને પાણી છાંટીને તે જગ્યાને પવિત્ર બનાવી તેની પર લાકડાં ગોઠવી સાહી (ચિતા) બનાવવામાં આવે છે. લાકડાની સાહી બનાવ્યા પછી તેની ચારે બાજુ પાંચ ફેરા મડદાને ફેરવવામાં આવે છે. પાંચ ફેરા ફેરવ્યા પછી મડદાને સાહી ઉપર મૂકવામાં આવે છે. ઉપર મૂકયા પછી મડદાને કુટુંબીજનો તથા સગાસંબઘીઓ મોઢું ધોવડાવે છે. જરૂર પુરતા જ કપડાં તેના શરીર પર રાખે છે. ત્યાર બાદ મડદાને પહેરાવેલ દાગીનામાંથી એકાદ દાગીનો રહેવા દેવામાં આવે છે. બાકીના દાગીના કાઢી લેવામાં આવે છે. આ બધું કર્યા પછી શીવળીની નીચે બાંધેલ નાળિયેર ફોડીને કોપરાનો પ્રસાદ મડદાના મુખમાં મૂકવામાં આવે છે. બંને હાથમાં પણ પ્રસાદ મૂકવામાં આવે છે. ઘરેથી બેનો એક કપડાંમાં સવાશેર ચોખા અને એક રૂપિયો મૂકીને પોટલી બાંધી મડદાના માથા નજીક મૂકી આપે છે. તે કપડું અને ચોખા સ્મશાનમાં સાહીથી થોડે દૂર મૂકવામાં આવે છે. તે કપડું અને ચોખા તે સ્માશાનના ચંડાલનો લાગ હોય છે. ત્યાર બાદ મડદા પર ઓઢાડેલા કપડાં સરખા કરીને મોઢા પર કાંણું આવે તે રીતે પાળિયાથી કપડાં ભેગા કરીને કાપવામાં આવે છે. તે કાંણામાથી મડદાના મુખમાં એક રૂપિયો મૂકવામા આવે છે. ત્યાર બાદ મડદાની છાતી પર તથા મુખ પર ચંદનનું લાકડું મૂકી કપડાં સરખાં કરી તેના પર લાકડા ગોઠવવામાં આવે છે. પુરેપુરા લાકડા ગોઠવ્યા પછી સાહી તૈયાર થયા પછી મડદાનામાંથા નીચે સાહીના મળામોંએ બે ઇંચ જેટલો ખાડો ખોદીને તેમાં ૧ રૂપિયો મૂકીને તેના પર પથ્થર મૂકવામાં આવે છે. જેને ભોંય ભાડું કહેવાય છે. ભોંય ભાડું એટલે મડદાને બાળવા માટે જે જગ્યાનો ઉપયોગ કરવામાં આવે છે. તે જગ્યાનું ભાડું. મરનાર કુંવારુ હોય તો પાન ડુંગરો નામના ઘાસનો સ્મશાનમાં માંડવો બનાવી વિધી કરવામાં આવે છે. આ બધી વિધી પૂર્ણ થયા

પછી મરનાર વ્યકિતનો છોકરો અથવા કુટુંબીજનો બેજણ શળગતું લાકડું હાથમાં લઈને સાહીની ચારે બાજુ પાંચ ફેરા ફરે છે. પાંચ ફેરા પુરા કર્યા પછી સાહીમાં અગ્નિ મૂકે છે. અગ્નિ સંસ્કાર પુરા કરે છે. સ્મશાન યાત્રામાં જાડાયેલ લોકોને ખાંધિયા કહે છે. અગ્નિ ડાઘ કર્યા પછી સમાજના લોકો ત્યાંને ત્યાં ભેગા થઈને મરનારની ક્રિયાપાણીની જાહેરાત કરે છે. તેમા ડાઘ પાડયાનો દિવસગણી પાંચમા કે ત્રીજા દિવસે સૂતક જાહેરાત કરે છે. આ સ્મશાન વિધી કર્યા પછી કુંટુબીજનો નદીએ અથવા કુવે ન્હાયને જે રસ્તે મડદુ લઈ ગયા હોય તેજ રસ્તે થઈને ઘરે આવે છે. ઘરના આંગણામાં લાઈન બંધ બેસી જાય છે. પછી હજામ આવીને તેમને પાણી આપે છે. તે પાણીથી તે મોં ધોઈને કોગળા કરે છે. ત્યાર બાદ અગરબત્તી સળગાવીને ધૂપ આપે છે. ત્યાર બાદ ખાંડ કે કોઈ નાસ્તો લાવીને આંગણાંમા અગરબત્તી સળગાવીને પાંદડામા તે નાસ્તો અથવા ખાંડ મરનારના નામે જમીન પર પૂજવામાં આવે છે. દારૂની શાક પાડવામાં આવે છે. આટલુ કરી બધા પોતપોતાના ઘરે જાય છે.

### મરણના દિવસે બહેનોની નદીએ ન્હાવા જવાની વિધી

વિસામેથી આવીને બધી બહેનો ઘરે જઈને બેસે છે. થોડીવાર પછી મરનાર વ્યકિતનું કપડું અને એક લોટામાં છાશ લઈને મરનારની વિધવા પત્ની અથવા તે ન હોય તો મરનારની મા વગેરે આગળ ચાલે છે. તેની પાછળ કુંટુબની બહેનો વગરે લાઈનબંધ નદીએ અથવા જયાં પાણી હોય ત્યાં ન્હાવા માટે જાય છે. પાણી હોય ત્યાં જઈ કુંટુબની બધી બહેનો દાતણ કરે છે. દાતણ કર્યા પછી આગળ ચાલનાર બેનને ઘાંજીયણ માથાંમા છાશ નાખી માથું ધોવડાવે છે. નજીકના કુંટુબની બહેનોને તે માથામાં છાશ નાખી માથું ધોવડાવે છે. બધી બહેનો ગોળ

કુંડાળામાં ભેગી થઈ જાય છે. જે વિધવા બેન હોય તે બેનને પાણીમાં બેસાડી ઘાંજીયણ તેની બંગડીઓ ભાંગી નાખે છે. મંગળસૂત્રએ તેના પતિની નિશાની છે તે કાઢી લેવામાં આવે છે. બાકીના દાગીના પહેરેલ હોય છે તે પણ કાઢી લેવામાં આવે છે. જૂના સમયમાં લગ્ન વખતે બોટ લાવવામાં આવતો હતો(આ બોટ એટલે લગ્ન સમયે કન્યાને પહેરીને બેસાડવા માટેની રેસમની સાડી )તે એક બોટની કિનારી ફાડીને પાણીમાં પધરાવવામાં આવે છે. આ બધી વિધીને રંડાપો ઉતાર્યો એમ કહેવામાં આવે છે. ત્યાર બાદ બધી બહેનો પાણીમાં સ્નાન કરે છે. બધી બહેનો સ્નાન કરી લીધા પછી પાણીના કિનારે રેતી અથવા માટીની ચોરી બનાવે છે. તેના પર પાણીની ધાર કરી વિધી કરીને બધી બહેનો ગોળાકાર ઉભી રહે, વિધવાને વચ્ચે રાખીને હાથવારે છે. મરનારનું નામ લઈને ગીતો ગાય છે. આ ગીતો બહુ કરુણ હોય છે. આ વિધિ કર્યા પછી આગળ ચાલનાર વિધવા બહેન લઈ ગયેલ તે કપડું ધોઈને લોટામાં પાણી ભરીને જે રીતે ગયા હતા તે રીતે લાઈન બંધ ઘરે આવે છે. ઘરે આવીને પણ આંગણાંમાં હાથવારે છે. ત્યાર બાદ લોટામાં જે પાણી લાવે તે પાણી આખા ઘરમાં છાંટવામાં આવે છે. તે પછી બધી બહેનો છૂટી પડી પોત પોતાના ઘરે જાય છે.

**જીવ મુકવાની વિધી**

ફરી વાર સાંજે કુંટુબના માણસો ભેગા થાય છે. ચારણી વડે થોડી ધૂળ ચાળીને લઈ આવે છે. જગ્યાએ મરનાર વ્યકિતનો જીવ ગયો તે જગ્યાએ આ ધૂળની ઢગલી કરવામાં આવે છે. તેન પર થાળી ફેરવીને રોટલા આકારની નાની ઓટલી બનાવે છે. આ ઓટલી પર ચા, દારૂ તથા ખાવાનું વગેરે મૂકવામાં આવે છે. કોડીયામાં

દીવો કરે છે. તે દીવો પણ ઓટલી પર મૂકે છે. ઓટલીને ટોપલાથી ઢાંકી ઉપર દબાણ મૂકે છે. બીજે દિવસે સવારમાં બધા કુંટુબીજનો ભેગા થાય અને ટોપલો ખોલીને ધૂળની ઓટલી પર કયા નિશાનો પડેલ છે. તેનો અંદાજ કાઢે છે. ધૂળની ઓટલી પર જે જીવના પગલા દેખાય તે અવતારમાં મરનાર વ્યકિત ગયો છે. તેવું માનવામાં આવે છે. મરનાર વ્યકિતનું મરણ થવાથી તે પર લોકમાં ગયો છે, તેવું માનવામાં આવે છે. પર લોકમાં ગયા પછી તેને પોતાના ઘરની ખબર હોતી નથી. તેથી જયારે ઘરમાંથી મડદુ બહાર કાઢવામાં આવે છે. ત્યારે મરનારના કુંટુબમાંથી એક છોકરો કપડાની ખોય બનાવી તેમાં ડાંગર લઈને મડદાની આગળ ચાલે છે. રસ્તાની બાજુમાં થોડા થોડા અંત્તરે ચપટી ચપટી ડાંગર મૂકતો જાય છે. આ ડાંગર સ્મશાન સુધી મૂકવામાં આવે છે. સ્મશાનમાં મરનારનો અગ્નિસંસ્કાર થયા પછી પરલોકમાં ગયેલ જીવને પોતાનું ઘર મળે નહીં તેથી પરલોકમાં ગયેલ જીવ ફરીવાર રાત્રે પોતાના ઘરે આવે છે. ત્યારે તે ડાંગરની ઢગલીઓ ગણતો ગણતો પોતાના ઘરે આવી પહોંચે છે અને જે જગ્યાએથી તેનો જીવ ગયેલ છે. તે જગ્યાએ ધૂળની ઢગલી કરીને તેના પર મૂકેલી વસ્તુઓ ખાવા માટે આવે છે. તે સમયે પરલોકમાં ગયેલ જીવને જે યોનીમાં અવતાર મળ્યો હોય તે અવતારના રૂપમાં તે આવે છે અને ધૂળની ઢગલી પર અવતારનાં પગલાં પડે છે. તેથી મરનાર વ્યકિતના બીજા અવતારનું અનુમાન થઈ શકે છે એમ માનવામાં આવે છે. ત્યાર પછી બારમુ તેરમુ થાય ત્યાં સુધી એ જગ્યાએ ખાવાનું તથા ચા પાણી અગરબત્તી વગેરે મૂકવામાં આવે છે.

બીજે દિવસે સવારે મરનારની વિધવા પત્ની અથવા મરનારની માતા અથવા તે ન હોય તો ઘરની વડીલ કોઈ બહેનો હોય તે સવારમાં ખાખરાના પાનની હકોડી બનાવી તેમાં દૂધ, ચા, બીજી હકોડીમાં ખાવાનું અને

ત્રીજી હકોડીમાં દારૂ વગેરે અને લોટામાં પાણી લઈને બે જણ વિસામે જાય છે. વિસામે જઈને તે બેસે છે અને ત્યાં જઈને મરનારનું નામ લઈને પાણીની ધાર કરે છે. ત્યાર બાદ ચા, ખાવાનું, દારૂ વગેરેની હકોડી મૂકીને પાણીની ધાર કરીને આવતી રહે છે. આ વિધી કરવાનો ભાવાર્થ એ છે કે મરનાર આત્મા પવિત્ર છે. તે વિસામાં સુધી આવેલ છે. તેને ચા, પાણી અને જમવાનું તથા દારૂની શાક વગેરે આપવામાં આવે છે. આ વિધીને પાન મૂકવાની વિધી કહેવામાં આવે છે. આ વિધી સૂતક થતાં સુધી સવાર સાંજ કરવામાં આવે છે.

**બેઠુ કરવાની વિધી**

અગ્નિદાહ થયા પછી ત્રીજે દિવસે સ્માશાનમાં જઈને બેઠુ કરવાની વિધી કરે છે. એનો ભાવાર્થ એ થાય છે. કે મરનાર વ્યકિતને મડાંમોંએ સુવડાવીને બાળી દીધેલ છે. તેને ત્રીજા દિવસે બેઠુ કરવું જોઈએ એમ માનવામાં આવે છે. અગ્નિદાહ આપ્યા પછી ત્રીજા દિવસે સવારમાં રોટલી કે ઢેબરાં બનાવવામાં આવે છે. જેને પાનીયાં કહે છે. પાંચ પાનિયાં અને એક વાંસની નાળીમાં દૂધ અને બીજી વાંસની નાળીમાં કુવારી ગાયનું મૂત્ર ભરવામાં આવે છે. કુંભારને ત્યાથી એક કોરો ઘડો લાવી હરીજનને ત્યાંથી એક નાની છાબડી લાવી આ બધી વસ્તું લઈને સ્મશાનમાં લઈ જઈ જે જગ્યાએ મરનારનો અગ્નિ દાહ કરવામાં આવેલ હોય તે રાખ ચારે બાજુથી ભેગી કરીને ઢગલો કરવામાં આવે છે. આ ઢગલા પર પાણી વિનાનો ઘડો મૂકવામાં આવે છે. ઘડો પર કોડિયુ ઢાંકીને ઘડા પર છાબડીમાં પાંચ પાનિયા મૂકી ઘડાની ચારે બાજુ દૂધ તથા ગૌમુત્રની ધાર કરવામાં આવે છે. જે ગૌમુત્ર અને દૂધ વધ્યું હોય તેને ઘડાની બંન્ને બાજુ બે નળીઓ ઉભી મુકવામાં આવે છે. આ પ્રકારની વિધીને બેઠુ કર્યુ એમ કહેવામાં

આવે છે.

**સુતકની વિધી**

અગ્નિદાહ કર્યા પછી સમાજના રિવાજ મુજબ ત્રીજા કે પાંચમાં દિવસે સુતક કરવામાં આવે છે. તે દિવસે સવારમાં આખુ ઘર છાંણ માટીની ગાર બનાવી લીંપીને પવિત્ર કરવામાં આવે છે. આમ આખા કુટુંબના ઘરો લીપી દેવામાં આવે છે. તે દિવસે હજામને બોલાવે છે અને નક્કી કરેલી જગ્યાએ કુટુબીજનો તથા સગા સબંધીઓ આ વિધીમાં હાજર રહે છે. તે દિવસે કુટુંબીજનો મરનારની યાદમાં માથાના વાળ ઉતરાવે છે અને બાકીના સગાસગંધીઓ દાઢી મૂછ ઉતરાવે છે.

**સરાવવાની વિધી**

સુતકના દિવસે મરનારનો છોકરો, ભાઈ અથવા બાપ જેને બારમાની વિધી કરવા બેસવાનું હોય તે વ્યકિત સવારમા માથાના વાળ ઉતરાવી રાવળ પાસે અથવા સમાજનો કોઈ નિમેલો બારમાં વિધી કરાવતો હોય તેની પાસે જાય છે. આ વિધી કરાવનાર તેને જયાં પાણી હોય ત્યાં લઈ જાય છે અને પાણીની કિનારે બેસીને આ વિધી કરાવે છે. જો પાણીવાળી જગ્યા ન હોય તો વાસણમાં પાણી લઈને આ વિધી કરાવે છે. આ વિધી કરાવવા માટે ચોખા, કંકુ, ફૂલ, ભીંડીયા, તલ અને ઘઉંનો લોટની જરૂર પડે છે. આ વિધી કરાવનાર મરનારના આત્માની સદ્‌ગતિ થાય અને આવતો જન્મ સારો મળે તે ભાવનાથી વિધી કરે છે. જે સરાવવાની વિધી કહે છે. આ વિધી કરાવ્યા પછી ઘર ચોખ્ખુ થયું એમ માનવામાં આવે છે. આ વિધી કરાવ્યા પછી વિધી કરાવા જનાર વ્યકિત ઘરે

આવતો રહે છે.

### સુતકના દિવસે બહેનોની વિધી

તે દિવસે કુટુંબમાંથી તેમજ સગા સંબંધમાંથી બહેનો ભેગી થાય છે. તેઓ પોતપોતાના ઘરોને છાણ માટીથી લીંપીને મરનારના ઘરે ભેગી થાય છે અને પછી મરનારની વિધવા અથવા મરનાર કુંવારા હોય તો તેની માતા હાથમાં લોટો અને કપડું લઈને ઘરમાંથી બહાર નીકળે છે. બાકીની બહેનો તેની પાછળ જાય છે. જયાં પાણી હોય ત્યાં જઈને સ્નાન કરે છે. હજામની પત્ની દરેક બહેનને માથુ ધોવા માટે છાશ આપે છે. દરેક બહેન પોતાની રીતે સ્નાન કરી એક જગ્યાએ ટોળું થઈને બેસે છે. હજામની પત્ની અગરબત્તી સળગાવી દરેક બહેનને ધૂપ આપે છે. તેમની રીતે વિધી કરે છે. ત્યાર બાદ ફરીવાર જે રીતે ગયા હતા તે રીતે ઘરે આવે છે. મરનારના કર્મોને યાદ કરી લાગણીથી રુદન કરે છે. થોડી વાર પછી મરનારની વિધી કરવા માટે ચોખામાં દાળ નાખી મીઠા વિના ખીચડી બનાવામાં આવે છે.

### સુતકના દિવસે વાસ નાખવાની વિધી

બહેનોની વિધી પુરી થતાં બીજી બાજુ પુરુષોની પણ વિધી પુરી થઈ જાય એટલે નમતા બપોરે પૂજવા માટે જે ખાવાનું બનાવ્યું હોય તે થોડું થોડું બધુ બારમાની વિધીમાં બેસનાર વ્યક્તિ ખાખરના પાનમાં પાંચ નૈવેધ મુકે છે. ઘરલીદેવીના સ્થાન પાસે ખાખરાના પાંચ પાનમાં થોડુ થોડું ખાવાનું મૂકવામાં આવે છે. તે બારમાની વિધી કરનારના હાથે મૂકે છે. આ બધુ તૈયાર થયા પછી બારમાની વિધીમાં બેસનાર વ્યકિત બાજમાં ખાવાનું લઈને

બહાર નીકળે છે. બીજો એક માણસ તેની સાથે પાણીનો લોટો લઇને ઘરમાંથી બહાર આવે છે. ઘરના દરવાજાની બહાર આવીને વિધી કરનાર વ્યકિતને જમણાં હાથમાં પાણી આપે છે. જે પાણી તે ઘર પર નાખે છે. પછી તે પોતની પાસે બાજમાં જે ખાવાનું હોય તેના વારા ફરતી પાંચ કોળીયા ઘર પર નાખે છે. કોળીયો ઘર પર નાખતી વખતે તે આવ કાગોષ એવું બોલે છે. ઘર પર પાંચ કોળીયા નાખ્યા પછી તે લોટામાંથી પાણી લઈને ઘર પર નાખે છે. તે વખતે કાગડા આ ખાવાનું ખાવા માટે પડાપડી કરે છે. કાગડા આવીને ખાય ત્યારે પૂર્વજો આવીને ખાધું એમ માનવામાં આવે છે. આ વિધીને વાસ નાખવાની વિધી કહેવામાં આવે છે. ત્યાર બાદ મરનારની વિધવા પત્ની અથવા માતા જે હોય તે પાનમાં ખાવાનું તથા પાણી લઈને ઘરના ઝાંપે જયાં વિસામો કર્યો હોય ત્યાં જઈને પાનમાં ખાવાનું તથા પાણી મૂકવા જાય છે. તેનો ભાવાર્થ એવો છે કે મરનાર જીવ ત્યાં વિસામે આવીને બેઠો હશે અને ત્યાં ખાવાનું મૂકવાથી તે ત્યાં ખાઈ લેશે એમ માનવામાં આવે છે. જે વ્યકિત વાસ નાખવા બહાર આવે છે. તે વાસ નાખ્યા પછી ઘરમાં જઈને ઘરેલીદેવી પાસે ખાખરના પાનમાં મૂકેલ નેવોજ અલગ અલગ નામનો હોય છે. તે દરેકનું નામ લઈને જમીન પર પૂજે છે. પૂજયા પછી તેની પર પાણી અને દારૂની છાક પાડે છે. ત્યાર બાદ કુંટુબીજનો તેમજ સગા વ્હાલા બધા મળીને બારમાના દિવસે કોને શું વસ્તુ લાવવાની વાત નક્કી કરી બહાર પાડે છે. ત્યાર બાદ સગા વ્હાલા જમીને છૂટા પડે છે.

**બારમાં તેરમાની વિધી**

અગ્નિદાહ કરવામાં આવે તે દિવસથી ૧૨મા દિવસે બારમાની વિધી કરવામાં આવે છે. બારમાના દિવસે

કુટુંબના, ફળિયાના તથા સગાસબંધીઓ સવારમાં ભેગા થાય છે. હજામને બોલાવીને દાઢી કરાવે છે. ત્યાર પછી કુંભારને ત્યાં જયાં બારસ નક્કી કરેલ હોય ત્યાં બારશ લેવા જાય છે. કુંભારને ત્યાંથી ૧૪ ઘડા એક તવલો અને કુલડુ,૧૭ કોડીયાં વગેરે વસ્તુ ખરીદે છે. બધા માણસો એક એક વસ્તુ હાથમાં લઈને ચાલતા ચાલતા ઘરે આવીને આ બધી વસ્તુ એક બાજુ ગોઠવે છે. બપોર નમતા રાવળ અથવા નક્કી કરેલો માણસ ઘરના આંગણામાં બારમાની વિધી કરવાનું કામ કરે છે. સૌ પ્રથમ છાણથી લીપીને વિધી કરવાની જગ્યાને પવિત્ર બનાવે છે. ત્યાર બાદ બાર ઘડામાં પાણી ભરીને લીપીને પવિત્ર કરેલ જગ્યા પર ગોઠવે છે. આ ઘડા ઉત્તર-દક્ષિણ બે-બેની લાઈનમાં ગોઠવવામાં આવે છે. ત્યાર બાદ દરેક ઘડા પર કોડીયું મૂકી, દરેક કોડયામાં અડદના મોરા ઢેબરા અને ખીચડી મૂકે છે. ત્યાર પછી સ્ત્રીનું મરણ હોય તો સાડી, અને પુરષનું મરણ હો તો ધોતી વડે આ બાર ઘડાને ઢાંકી દેવામાં આવે છે. તેની બાજુએ એક પાટલા પર ઘઉં ચોખા વગેરે મૂકીને પાઠ પુરવામાં આવે છે. ત્યાર પછી બારમા વિધી કરવા માટે બેસનાર વ્યકિતને સ્નાન કરીને પાટલાની સામે છાણા પર ઉગમણી દિશાએ મોં રાખીને બેસાડે છે. તેની સામે મરનાર વ્યક્તિના ભાણેજને ધર્મ આપવા માટે ખાટલો તૈયાર કરીને મુકે છે. આ ખાટલા પર જે વસ્તુ ધર્મમાં આપવાની હોય તે વસ્તુ મુકવામાં આવે છે. તેની બાજુમાં મરનાર વ્યક્તિનો ફોટો મુકવામાં આવે છે.

કાંસાના વાસણમાં છાશ લઈ તેમાં અબિલ ગુલાલ, કંકુ, અને ફૂલ વગેરે નાખે છે. ત્યાર બાદ વિધીમાં બેસનારના બંન્ને હાથ ભેગા કરી ખોબામાં ડાભના તણખલા મુકે છે. ખોબે ખોબે કાંસાના વાસણમાંથી છાશ લઈને ચારે દિશામાં ઉતારે છે. વિધી કરાવનાર મરણારનું નામ લઈને મંત્રો બોલે છે. આ વિધી પુરી થયા પછી વિધીમાં બેસનાર વ્યક્તિ મરનારના નામે દાન કરવા માટે (એમોન) મુકે છે. આ એમોનમાં ચોખ્ખા અને લીલી

શાકભાજી વગેરે મુકે છે. આ એમોન ભાણેજ, રાવળ, હજામ, કોટવાળ અને હરિજન વગેરેને આપવામાં આવે છે. એમોન મુક્યા પછી તે એક બાજુ બેસે છે. બાકીના કુટુંબીજનો અને સગાસંબધીજનો એમોન મુકે છે. એમોન મુકવાની વિધી પુરી થયા પછી. વિધીમાં બેસનારને વિધી કરાવનાર વ્યક્તિ કાંસાના વાસણમાં જે વિધી કરી હોય તે પૂજાપો અને છાશ એક કુલડામાં ભરીને વિસામે જઈને મુકી આવે છે. તેને જીવ વરાવવાની વિધી કહે છે. ત્યાર બાદ વિધીમાં બેસનાર વ્યક્તિ સ્નાન કરીને ઘરમાં જાય છે. અને ઘરલીદેવીના સ્થાનક પાસે ખાખરના પાનમાં ખાવાનું મુકીને પાંચ નેવોજ મુકે છે. અને ત્યાર બાદ તે એક બાજમાં ખાવાનુ લઈને બહાર નીકળે છે. બીજો માણસ તેની સાથે લોટામાં પાણી લઈને આવે છે. બહાર આવીને વિધી કરનારના જમણા હાથમાં પાણી આપે છે. તે પાણીને ઘર પર નાંખે છે. ત્યાર બાદ બાજમાં જે ખાવાનું હોય તેના વારાફરતી પાંચ કોળિયા ઘર પર નાખે છે. કોળિયો નાખતી વખતે આવ કાગોસ એમ બોલે છે. તે વખતે કાગડા ખાવા માટે પડાપડી કરે છે. પાંચ કોળિયા પછી લોટામાં જે પાણી હોય તેને ઘર પર રેડવામાં આવે છે. આ વિધીને વાસ નાખવાની વિધી કહેવામાં આવે છે. આ વિધી પુરી કર્યા પછી તે ઘરમાં જઈને ઘરલી દેવી પાસે પાંચ નેવોજ મુકેલા હોય તેને મરનારનું નામ લઈને પૂજે છે. આ વિધી પુરી થયા પછી મરનારની વિધિવા પત્ની અથવા મા એક હકોડીમાં ખાવાનું બીજી હકોડીમાં દારૂ વગેરે લઈને વિસામે જાય છે, ત્યાં જઈને પાણીની ધાર કરી આ બધી વસ્તુઓ મુકી આવે છે. આ વિધીને પાન મુકવાની વિધી કહે છે. બારમાના દિવસે આ બધી વિધીઓ પૂર્ણ થયા પછી મરનારનું ક્રિયાપાણી પુરૂ થયું એમ માનવામાં આવે છે.

## દેવનો ખ્યાલ

### દેવોની ઉત્પતિ

એક રાજાભોજ નામનો રાજા હતો. તેને ૧૬ રાણીઓ હતી. તે બધી રાણીઓ સંતાન વગરની વાંઝણી હતી. એટલે રાજાભોજના ઘરે કોઈ ખાતુ ન હતું અને તેના ઘરનું પાણી પણ કોઈ પીતુ ન હતું. માણસ પશુ પંખી કોઈ તેના ઘરનું ખાતુ ન હતું. આ રાણીઓ પક્ષીઓને દાણાં નાખે તે દાણાં પણ પક્ષીઓ ખાતા ન હતાં. રાજા વાંઝિયો હોવાથી રાજાના ઘરની હાથણી, ઘોડી, ગાયો, ભેંસો વગેરે પાળેલા પ્રાણી પણ વાંઝિયા હતાં. ૧૬ રાણીમાંથી એક રાણી અણમાનિતી હતી. તેને બધી રાણીઓને કહ્યું કે રાજા ૧૬ રાણીઓ હોવા છતાં વાંઝિયો છે. આપણને કોઈ સંતાન નથી. તેથી આપણા ઘરનું અનાજ કોઈ પશુ પંખી કે માણસ ખાતુ નથી. આપણે રાજાને કહો કે આપણા ઘરનો કોઈ જોશી સાથે જોશ જોવડાવો, તેથી બધી રાણીઓ ભેગી થઈને રાજાભોજને જોશ જોવડાવવાની વાત કરી. રાજાભોજે આ રાણીઓની વાત માની લીધી અને હોડોરદેવને બોલાવીને કહ્યું કે, આપણા ઘરમાં ૧૬ રાણીઓ છે. તે સંતાન વગરની છે તેથી આપણા ઘરનું અન્ન કોઈ પશુ-પક્ષી કે માણસ ખાતુ નથી, તો કોઈક જોશી પાસે જાવો અને જોશ જોવડાવો. રાજભોજની આ આજ્ઞાનાનું પાલન કરવા માટે હોડોરે ખાખરના પાનમાં નનેળીના બિયારણને લઈને એક પોડી બનાવી અને આખા ઘરમાં લઈને ફર્યો ત્યાર પછી પોડી લઈને તે ટીટીયા જોશીના ઘરે જવા નીકળ્યો. પોડી લઈને જતી વખતે તે ભાગોળે નીકળ્યો. ત્યાં જમણી બાજુએ રાજાઘુવડ અને લીલો ટેસીયો બોલ્યા. એટલે હોડોરને લાગ્યું કે સારા શુકન થયાં છે. તેથી તે જોશીના ઘરે ગયો.

તે વખતે જોશીની બળવી હાથમાં સાવરણો લઈને આંગણાં વાળતી હતી. તે વખતે હોડોરે બળવીને પૂછયું કે બળવો કયાં ગયો તો બળવી તે વખતે મનમાં કપટ રાખી જુઠૂ બોલી કે બળવો બારબાર રાતને પાનગે ગયેલ છે. ઘરે નથી. તે વખતે જોશી સાતમાં માળે સૂતો હતો. તે વખતે ભર નિદ્રામાં બળવાને સપનું આવ્યું કે તારા દરવાજે આવેલ કોઈ દુઃખી માણસને બળવી જૂઠું બોલીને પાછો વાળે છે. આવું સપનું આવતાં બળવો તરત જાગી ગયો. સવાસો પગથીયાં ઉતરીને ઉતાવળથી નીચે આવ્યો અને પછી તુલસીનું દાતણ ર્ક્યુ અને તાંબાના લોટામાં પાણી લઈને મોં ધોંયું અને પછી ઉગમણો ફરીને ભગવાનનું નામ લીધું અને પછી બળવી જોડે સોનાની પાટલી અને પિત્તળની વાટકી મંગાવી, વાટકીમાં જળ ભરીને જોશી ઉગમણો બેઠો તે વખતે હોડોરે જોશીને પોડી આપી એટલે જોશી પોડી જોવા લાગ્યો. જોતાં જોતાં ચાર છેડાં જોયા. પછી તે કહેવા લાગ્યો કે સોળ રાણીએ રાજા વાંઝિયો છે. રાજા ભોજને આંગણે ઈંદરાજની બાધા નિપજેલી છે. રાજના ઘરને પહેલે પગથીયે પિઠોરાની બાધા છે. આ બાધા વાળવી પડશે આમ કહેતાં હોડોરદેવ જોશ જોવડાવીને રાજાભોજના ઘરે ગયો. રાજાભોજને જોશીએ કહેલી બધી વાત જણાવી ત્યોરે રાજાભોજે આ બાધાવાળવાનો સમય નક્કી કર્યો. બાધા વાળવા માટે બડવો આવ્યો. તેણે એક કુંવારી છોકરીને બોલાવી તાંબાનો લોટો લઈને નદીથી જળ લઈ આવવા કહ્યું. બડવાએ છોકરીના ઘરનાં આંગણાંમાં ઉભી રાખી, ત્યાર બાદ ૧૬ રાણીઓ અને રાજા પીત્તળની થાળીમાં દિવો કરી તેમાં કંકુ, ચોખાં, ફૂલ વગેરે સામગ્રી લઈને બહાર આવી બડવાને વધાવે છે. ૧૬ રાણીઓ તથા રાજાએ છોકરીને વધામણું કરી કંકુ-ચોખાનો ચાંદલો કર્યો. છોકરી રાજાના ઘરમાં આવી અને આખા ઘરમાં પાણી છાંટ્યું. ઘરમાં દીવાલ પર ૧૬ રાણીઓ અને

રાજાભોજ, બડવો તથા કુંવારી છોકરીએ કંકુના પાંચ ટીપકાં(તિલક) પાડ્યા તેથી ઘરમાં ઈંદરાજ અને પીઠોરા દેવનો વાસ થયો ત્યારથી ઘરમાં પીઠોરાદેવ અને ઈંદરાજદેવની ઉત્પતિ થયેલ છે.

રાજાભોજના ઘરમાં બાધા વરવાથી રાજાભોજના પશુઓ, ગાયો, ભેંસો, ઘોડી, ગધેડી અને હાથણી વગેરે વેતરે આવ્યા અને ગાભણ(સગર્ભા) થયા અને રાણીઓ તથા દાસીઓ પણ સગર્ભા થઈ. બાધા વળવાથી રાજાભોજના દરબારમાં નવો વંશવેલો ચાલું થયો. રાજાને ત્યાં કુંવરો અને કુંવરીનો જન્મ થયા. લોકો તથા પશુ-પંખી રાજાભોજના દરબારમાં આવવા લાગ્યા. ત્યારથી રાજદરબારમાં લીલાલહેર અને ખુશીનો કોઈ પાર ન રહ્યોં. રાજદરબારમાં બાધા કરવા માટે રાજાના નોકર-ચાકર, રાણીઓ દાસીઓ વગેર મહૂડાં વિણીને ભેગા કર્યા હતાં. તે વખત મહૂડાંનો દારૂ ગારવા માટે વાસણો ન હતા. તેથી રાજાભોજ કણકા કુંભારને ત્યાં ગયો અને કુંભારને કહ્યું કે, મારે એક કળશી મહૂડાનો દારૂ ગાળવાનો છે. એક કળશી મહૂડા ભરવા માટે માટલાં જોઈએ છે. ૧૮ભાઠી અને ૧૮ કોડીયા પણ જોઈએ છે તો મને માટલાં બનાવી આપો. તેથી કણકી કુંભારણ ગધેડું લઈને ખાંણે માટી લેવા ગઈ. માટી લાવીને કણકી કુંભારણે માટીને પાણીથી પલાળીને બરાબર મસળી ત્યાર બાદ માટીના પીંડ બનાવ્યા અને ચાક પર ચઢાવીને મોટા ગોરાં તથા ૧૮ ભાઠી અને ૧૮ કોડીયા બનાવ્યાં ત્યાર બાદ તેને સુકાવા દઈને પકવવા માટે નિભાળો સેંકયો(ગોઠવ્યો) હતો. આ નિભાળાંમાં બિલાડીએ બચ્ચાને જન્મ આપ્યો હતો. તે વખતે અજાણતામાં કુંભારે નિભાળો સળગાવ્યો હતો. તે વખતે બચ્ચાનો અવાજ નિભાળામાંથી સંભળાયો હતો. પરંતુ આગ લગાડયા પછી તેનો બીજો કોઈ ઉપાય ન હતો. પરંતુ આ વાસણો પીઠોરાદેવને માટે બનાવેલ હતા. તેથી બિલાડીના બચ્ચાને પીઠોરા દેવે બળવા દીઘા નથી. બીજે દિવસે નિભાળો ખોલતાં બીલાડીના

બચ્ચાં સહીસલામત જીવતાં નિકળ્યા. તેથી કુંભારણને આશ્ચર્ય લાગ્યું અને પ્રેમથી મેશવાળા હાથે બિલાડીનાં બચ્ચાને શરીરે હાથ ફેરવેલ તેથી બિલાડીના શરીર પર કાળા પટ્ટા પડી ગયેલ. ત્યારથી બિલાડીના શરીર પર કાળા પટ્ટા પડેલ છે, તેમ માનવામાં આવે છે. તે આજે પણ બિલાડી કાળા પટ્ટાવાળી છે. આ નિભાડો ખોલ્યા પછી કણકી કુંભારણે રાજાભોજને માટીના વાસણો પુરા પાડ્યાં. કળશી મહૂડા માટલામાં ભરીને રાજાભોજે દારૂ ગળાવ્યો. કળો અને કરમની ૯ ડાળો ઈંદરાજની રોપી. વહોરાની દુકાનેથી રંગ લાવી પીઠોરાદેવના ઘોડા પાડી રાજાભોજના આંગણાંમાં ૯ કળા-કરમની ડાળો રોપી તેની ૧૮ ભાટી મૂકી પાઠ કર્યો. બડવાએ ડાબા જમણી મેળો રમાડયો. ખોવાયેલા યમરાજાને શોધવા માટે ભગવાને રાજાભોજને આ મેળો કરવાનું કહ્યું હતું. આ મેળામાં સવલો સુથાર ૧૨ ભાટીનો દારૂ પીને આવ્યો હતો. તે આ મેળામાં રમતો હતો. બીજી બાજુ કેળો કુંભે રમતો હતો તેની સાથે વારણ માતા રમતી હતી તે જોઈને સવલા સુથારને ઈર્ષા આવી અને તે સવલા સુથારને ગમ્યું નહીં. તેથી તે ખુબ ખિજાયો અને કહેવા લાગ્યો કે આ કેળો કુંભે શું કરે? ભગવાનના યમરાજા મને લેવા માટે આવેલા તેને બાર વર્ષથી શીમળાના ઝાડમાં મૂકી દીધેલ છે. તે કોઈનો પત્તો નથી. આ કેળો કુંભે મને શું કરી શકે? આમ કહેતાં ભગવાને સવલા સુથારને પકડી લીધો અને શીમળાના ઝાડમાંથી યમરાજાને બહાર કઢાવ્યાં.

**ઘરના દેવદેવી :**

**પીઠોરા અને ઈંદરાજ**

નાયકા સમાજના આદિવાસીઓ પીઠોરા અને ઈંદરાજ દેવોને ઘરમાં કુળદેવતા તરીકે પૂજે છે. આ દેવો ઘરમાં ખેતીવાડીમાં પશુપાલનમાં અને ઘરના માણસોનું રક્ષણ કરે છે. આ દેવોની સાથે સાથે ઘરમાં કોઈ સારી વ્યકિતનું મરણ થયું હોય અને તેને ખત્રીજ તરીકે બેસાડેલ હોય તે પણ આખા કુંટુબનું રક્ષણ કરે છે.

**ગામના દેવદેવી/નોંદરિયોદેવ**

વરસાદ પડે ત્યારે ખેતી કરવામાં આવે છે અને ખેતીનું વાવેતર ઊગી ગયા પછી નોંદરિયો દેવ કરવામાં આવે છે. તે દિવસે ગામના દરેક ઘરેથી અનાજ ઉઘરાવવામાં આવે છે. દૂધ પણ ઉઘરાવવામાં આવે છે. આ દૂધ નાગદેવને પીવડાવે છે અને વાઘદેવને બકરું આપવામાં આવે છે. તે દિવસે આખા ગામાં ઉજાણીનો તહેવાર ઉજવવામાં આવે છે. દરેક ઘરે પોતાના સગાસંબધીઓને બોલાવીને જાત જાતની વાનગીઓ બનાવે છે. સાંજે જ્યાં નોંદરીયા દેવનું સ્થાનક હોય ત્યાં જે વાનગીઓ બનાવી હોય તે લઈને જાય છે. ત્યાં પૂજન કર્યા પછી ઘરમાં ખાવાનું શરૂ કરે છે.

**મેઘોરાણો**

મેઘોરાણો વરસાદ લાવે છે, એવી માન્યતા છે.

**હોડોરદેવ**

આ દેવ કોઈનો બળદ હળલાકડે ચાલતો ન હોય અને બેસી જતો હોય, ધમાલ કરતો હોય ત્યારે બળદનો

માલિક હોડોર દેવની બાધા (આખડી) લઈને બળદને બાંધવાની રાશ (દોરડું) હોડોરદેવના સ્થાન આગળ બાધા લઈને સાંજે મૂકી આવે છે. સવારે તે રાશ લઈ આવીને બળદને બાંધીને હળલાકડે જોડવાથી તે ચાલવા લાગે છે. કયારેક કોઈ માણસ બિમાર થયું હોય તો લોકો બડવા પાસે જાય છે. તે વખતે બડવો હોડોરદેવની બાધા લઈને વિધી કરે છે. તેથી બિમાર માણસ સારુ થાય છે. આમ હોડોરદેવને ગામની બિમારી દૂર કરનાર દેવ કહે છે.

**ગુંદરાજદેવ**

ગુંદરાજદેવ આખા ગામના ઢોર,ગાય, ભેંસ, બળદ, બકરી, ઘોડાં અને ગધેડાં વગેરેનું રક્ષણ કરે છે. કોઈનું ઢોર કોઈ જગ્યાએ ખોવાય જાય ત્યારે ગુંદરાજદેવની બાધા રાખવાથી ઢોર પાછુ આવે છે.

**દૂધીયોદેવ**

આ દેવ ગામમાં ગાયો,ભેંસો, બકરીઓને દૂધ વાળે છે. ગાયો,ભેંસો, બકરી વગેરે દૂધ ન આપે તો તેની બાધા રાખવાથી દૂધ વળે છે.

**છાલકીયોદેવ**

ગાયો અને બકરીઓ વાંઝિયણ હોય ત્યારે આ દેવની બાધા રાખવાથી ગાયો, બકરીઓને વેતરે આવે છે. વિયણ થયા પછી આ દેવને મરઘું કે બકરાની બલિ આપી બાધા કરવામાં આવે છે.

**નાનો તોરણીયોદેવ/મોટો તોરણીયોદેવ**

આ દેવો સ્ત્રીઓ માટેના દેવો છે. જયારે કોઈ સ્ત્રીને લગ્ન થયા પછી સંતાન ન હોય ત્યારે આ દેવની બાધા રાખે છે. જ્યારે છોકરી જન્મે ત્યારે નાના તોરણીયાદેવને સાગના લાકડાનું તોરણ ચડાવી એક બકરાની બલિ ચઢાવવાંમાં આવે છે. જયારે છોકરો જન્મે ત્યારે મોટા તોરણીયાદેવને સાગના લાકડાંનું તોરણ બનાવી બકરો ચડાવવામાં આવે છે.

**ચોરીયોદેવ**

આ દેવ ચોર લોકોનો દેવ છે. ચોર ચોરી કરવા માટે ચોરીયાદેવની બાધા રાખે છે.

**શીનાવરોદેવ**

આ દેવ છોકરા-છોકરીને પ્રેમમાં લાવવાનું કામ કરે છે. લગ્ન થયા પછી જ્યારે પતિ-પત્ની વચ્ચે મનમેળન હોય તો આ દેવની બાધા લઈને વિધી કરવામાં આવે છે. તેથી બંન્ને પતિ-પત્ની એકબીજાના પ્રેમમાં આવી જાય છે. ત્યાર પછી મરઘુ અને દારૂની છાક પાડી બાધા પુરી કરવાની માન્યતા છે.

**બળીયાદેવ**

આ દેવ નાના બાળકોને ઓરી અને અછબડા જેવા રોગો થાય ત્યારે બળિયાદેવની બાધા રાખી ધૂપ-

ધૂમાડો કરવામાં આવે છે. ૯માં દિવસે તેના સ્થાનકે જઈને માટલીના કોઠામાં લોબાન અને ઘઉંની સૂકળીનો હોમ કરી ત્યાં બાળકને પગે પડાવે છે.

**ભેંસોદેવ**

ભેંસો વાંઝિયણ હોય અને વેતરે ન આવતી હોય ત્યારે આ દેવની બાધા રાખવાથી ભેંસ વેતરે આવે છે. અને ભેંસ ગાભણ થાય છે. વિયોણ થયા પછી એક બકરાની બલી ચઢાવી દૂધમાં ખીચડી બનાવીને આ દેવને પૂજવામાં આવે છે. આ રીતે બાધા પુરી કરવામાં આવે છે.

**ઝેરીયોદેવ (ગોવાળિયો દેવ)**

આ દેવ સીમમાં ફરતા ઢોરોનું રક્ષણ કરે છે. તેને ગોવાળીયોદેવ કહે છે. તેને વાંસની લાકડી ચડાવવામાં આવે છે.

**લીમડી માતા**

આ માતા ચોરી પકડવાનું કામ કરે છે. કોઈને ત્યાં ચોરી થઈ હોય અથવા કોઈનું કાંઈક ખોટુ કર્યું હોય ત્યારે આ લીમડીમાતાના ઘોડાની બાધા રાખીને ફેરવવાથી જેની વસ્તુ ચોરાઈ ગઈ હોય તે વસ્તુ ચોર જેની વસ્તુ હોય તેના ઘરે નાખી આવે છે. જેનું કાંઈક નુકશાન ર્ક્યું હોય તેના ઘરે નુકશાન થાય છે. જેની ચોરી અથવા નુકશાન થયું હોય તે કામ પૂરું થયા પછી બાધા રાખનાર વ્યકિત પોતે કબુલ કરેલ બાધા કરીને ઘોડો ફેરવેલ હોય તે સીધો કરી

બાધા પુરી કરે છે.

**આઠમમાતા**

કોઈ સર્ગભા બહેનને સુવાવડ થવાનો પુરો સમય થઈ ગયો હોય અને સુવાવડ થવાનો દુખાવો થતો હોય પરંતુ સુવાવડ થતી ન હોય તેવા સમયે જાણકાર બડવા પાસે જાય છે. તે વખતે બડવો આઠમાતાની બાધા રાખીને પાણી મંતરી આપે છે. આ પાણી સર્ગભા બહેનને પાવાથી ટુંક સમયમાં સુવાવડ થઈ જાય છે. આસો સુદ ૮ ના દિવસે આઠમાતાના સ્થાનકે બેઢીયું ચડાવી મરઘુ કે બકરાની બલિ આપી બાધા કરવામાં આવે છે.

**વેરાઇ માતા/ખેડબાઇમાતા**

આ દેવીઓ ખેતીવાડી સાચવે છે. આ બંને માતાઓના ઉત્સવમાં લોકો ઉજાણી કરી ઉત્સવ મનાવે છે.

**સીમના દેવ-દેવી :**

**સીમાડીયોદેવ**

વાયુદેવના આક્રમણને રોકવા માટે રોગચાળો અટકાવવા માટે, અગ્નિદેવને અટકાવવા, ચોરોને અટકાવવા, વરસાદને અટકાવવા માટે સીમાડીયાદેવને બાંધે છે.

**કાળિયોદેવ-રાણીકાજલ**

વર્ષો પહેલા વરસાદ ન પડવાથી જીવસૃષ્ટિનો નાશ થવા લાગ્યો હતો. તે વખતે આદિવાસી લોકો કાળિયાદેવ અને રાણીકાજલ પાસે જઈને વિનંતી કરી કે, જીવસૃષ્ટિ નાશ થઈ રહી છે. તેથી રાણીકાજલે જીવસૃષ્ટિ જોઈ તેથી તે પ્રસન્ન થયા અને તેના અશ્રુરૂપે વરસાદ પડયો. તેનાથી જીવસૃષ્ટિ ફરીવાર સજીવન થઈ એનું જ નામ દીવાળી કહેવાય છે, તે વીજળીનું પ્રતિક છે.

**ખેતરના દેવી**

**ખેતરપારો**

આ દેવ ખેતરમાં રહેતો હતો. વર્ષો પહેલાં કોઈ ખેડૂતના ઘરની બહેનો ખેતરમાં પડેલો કચરો વિણવા માટે ગઈ હતી તે વખતે કચરાની સાથે આ ખેતરપારાને વિણીને કચરો ભેગો ખેતરના છેડે નાખી દીધો હતો ત્યારથી ખેતર પારો ખેતરના છેડા પર જ રહે છે. જયારે ખેતરમાં કામ કરતાં માણસો ખેતરમાં જમવાનું લઈ ગયા હોય તો જમતા પહેલા બધી જમવાની વસ્તુંઓ થોડી-થોડી કાઢીને કોઈ પાંદડામાં લઈને ખેતરના છેડે મૂકે છે. તેને ખેતરપારાને જમાડ્યું તેમ માનવામાં આવે છે. આ ખેતરપારો કોપાઈમાન કરે તો ખેતરમાં જોતરેલા બળદ પણ ધમાલ કરી ખેતરની બહાર ભાગવા માંડે અને જો ખેતરમાં લાવવામાં આવતા હોય તો ખેતરમા પ્રવેશે નહીં અને ધમાલ કરી પાછા ફરે આમ ખેતરપારાદેવ એ ખેતરનું રક્ષણ કરતો દેવ છે. તે ખેતરમાં આવતા ચોર અને ઢોરને

પણ અટકાવે છે. કેટલીક વાર ખેતરમાં ઉભો પાક હોય અને કોઈ ચોર એ પાકની ચોરી કરવા માટે ખેતરમાં પ્રવેશ કરે તે વખતે આ દેવ કોઈ જંગલી જનાવર કે સાપનું રૂપ ધારણ કરી ચોર સામે આવે છે, તેથી ચોર ખેતરમાંથી નીકળીને ભાગવા લાગે છે. આમ ખેતરપારો ચોર અને ઢોરને અટકાવી પાકનું રક્ષણ કરે છે.

## બાળકોના દેવદેવી

### બાળકમાતા

બાળક રડતું હોય ત્યારે ઢોરનાં છાણમાંથી બનાવેલા સૂકા છાણાં પર દોરો મૂકી સાંજના સમયે બાળક પર પાંચ ફેરા ઉતારી બાળકમાતાનું નામ લઈ જયાં ચાર રસ્તા પડતા હોય ત્યાં મૂકવાથી બાળક રડતુ બંધ થાય છે.

## બિમારી માટેના દેવદેવી

### હોડોરદેવ

કોઈને નાની-મોટી બિમારી થઈ હોય તો આ દેવની બાધા રાખવાથી તે સારૂ થઈ જાય છે.

### વૈધદેવ

આ દેવ ઔષધિઓનો દેવ છે. કોઈને બિમારી થઈ હોય ત્યારે દવા પીતી વખતે વૈધદેવની બાધા રાખીને દવા પીવાથી બિમારી મટી જાય છે.

**જોષીદેવ**

કોઈ બિમાર પડયું હોય અને કયા પ્રકારની બિમારી છે. તે બિમારી ઓળખાતી ન હોય ત્યારે જોષીદેવની બાધા લેવાથી સાચી બિમારી મળી આવે છે.

**વરસાદના દેવદેવી**

મેઘરાજા અને મેઘરાણીઃ- મેઘરાજા અને મેઘરાણીએ વરસાદને લાવનારા દેવદેવી છે, એવી માન્યતા છે.

## રોટી વહેવાર, ખાનપન, આહારવિહાર સંબંધી માન્યતા

નાયકા સમાજના લોકો શરીરે નબળા પરંતુ ખડતલ હોય છે. તેઓ મોટા ભાગે રોજી-રોટી માટે સ્થળાંતર કરે છે. તેમનો મુખ્ય ખોરાક મકાઈ, ડાંગર, તુવર, અળદ, ઘઉં, બાજરી અને ચોખા વગેરે છે. તે ઉપરાંત ખેતી કરતા લોકો અન્ય પાકો પકવી પોતાના ખોરાકમાં ઉપયોગમાં લે છે. લીલા શાકભાજી, રીગંણ, બટાકા, કુબીજ, ફૂલેવર, ડુંગળી, ટામેટા, દૂધી, ગલકા, ભીંડા, ગુવાર, તુરિયા, ઝુમખાં, ચોળી, સુરણ, કંટોલા, કારેલાં, પરવર, તુવર, વટાણા, ગીલોડાં, મરચા, ભાજીમાં મેથી, તાંદળજુ, મુળા, પાલખ, સુવા, ખાટી ભીંડી, ઝરખલું, બોખલા, ચીલ, લીમડી, ધાણાં, ઠીકરી, પતરવેલ, મરચી, પાનઝીલો, બળક વગેરે ભાજીનો ઉપયોગ કરે છે. આ સમાજના લોકો દારૂ તથા માંસાહારી પણ છે. તેઓ, બકરાં, મરઘાં, માછલી વગેરેનું માંસ પણ ખાય છે. તેઓ તહેવારોના ખૂબ શોખીન છે. તહેવારોમાં પોતાના સગા-સબંધીઓને બોલાવે છે અને આવેલ મહેમાનોને

જમાડે છે. જમવાનું પણ લઈને મોકલે છે. તેઓ તહેવારોમાં અડદનાં ઢેબરા, ભજીયા, પુરી, લાડુ, શીરો દાળ, ભાત, શાક અને માંસ વગેરે જમવાનું બનાવે છે. તેમાં અડદના ઢેબરાં એ સૌથી વધારે જાણીતી વાનગી છે.

જે રીતે તેઓ તહેવારો અને અન્ય પ્રસંગોમાં બીજા સગા-સબંધીઓને બોલાવે છે. તે રીતે તેઓ પણ તહેવારો ઉત્સવો અને લગ્ન પ્રસંગોમાં બીજા સગા સબંધીઓને ત્યાં જાય છે. સગાસબંધમાં અવર-જવરના સબંધો રાખવાએ ખૂબ મહત્વનું ગણવામાં આવે છે.

## બદલાતી ઋતુઓમાં જીવવાની માન્યતાઓ

વર્ષની ઋતુઓ ત્રણ છે. ઋતુઓમાં ભૌગોલિક પરિસ્થિતિ પ્રમાણે વાતાવરણ બદલાય છે. વાતાવરણ બદલાતા માનવજીવન પર તાવ, શરદી, અને બીજા અન્ય રોગો થાય છે, એમ માનવામાં આવે છે. ચોમાસાની ઋતુમાં વરસાદને કારણે  ભેજવાળા વાતાવરણમાં વાસી ખોરાક ન ખાવો ઘરની આસપાસની જગ્યા સાફ રાખવી, પાણીના ખાબોચિયાંમાં દવા નાખી ગંદકી દૂર કરવી, વરસાદમાં ભિના કપડા પહેરીને ન ફરવું, ચોમાસુ પુરુ થતાં શિયાળાની ઋતુ આવે છે. શિયાળાની ઋતુમાં ઠંડી પડે છે. ઠંડીમાં ઠંડા પીણા ન પીવા જોઈએ અને ગરમ કપડાં પહેરવા જોઈએ અને પૌષ્ટિક ખોરાક લેવો જોઈએ. ઉનાળોઃ ઉનાળાની ઋતુમાં સખત ગરમી પડે છે. સખત ગરમીમાં ગમે ત્યાં ફરવા ન જવાય. ગરમીમાં પાતળા અને ખુલ્લા કપડાં પહેરવા જોઈએ. બદલાતી ઋતુઓમાં જીવન જીવવાની માન્યતાઓ આ પ્રમાણે માનવામાં આવે છે.

## ખેતી સબંધી વિધી

વૈશાખ સુદ ૩ દિવસે અખાત્રીજનો તહેવાર ઉજવવામાં આવે છે. આ અખાત્રીજના દિવસે ખેતી સબંધી નવા વર્ષનો દિવસ ગણવામાં આવે છે. તે દિવસે ખેડૂતો પોતાના ખેતરમાં હળ-લાકડું જોતરીને જાય છે. ખેતરમાં જઈને તે હળ-લાકડાં જોતરીને બળદોને ઉગમણી દિશાએ ફેરવીને ઉભા રાખે છે. એક જણ હળ-લાકડુ પકડીને ઉભો રહે છે. ત્યાર બાદ બંને બળદના જમણા શીંગડા પર નાળાછડી બાંધે છે અને બળદને કપાળમાં કંકુનો ચાંદલો કરે છે. તે પછી હળ, ધૂસરી વગેરેને ચાંદલો કરી નાળાછડી બાંધે છે. હળ ચલાવનારા હારીને પણ ચાંદલો કરી જમણા હાથે નાળાછડી બાંધે છે. પરોણે તથા રાશ વગેરેને ચાંદલો કરી નાડુ બાંધે છે. ત્યાર બાદ બળદને ગોળ ખવડાવે છે અને પછી બધાને ગોળનો પ્રસાદ કરી, ખેતરમાં પાંચ ફેરા હળ ચલાવવામાં આવે છે. તેમાં બિયારણ મૂકવામાં આવે છે. આ રીતે અખાત્રીજના દિવસે નવા વર્ષની ખેતી સબંધી વિધી કરવામાં આવે છે. તે દિવસે ગામનો પટેલ -પૂજારો ગામની ખેડબાઈ માતાને અને સીમાડીયા દેવની આકીન રાખે છે અને આ વર્ષે ગામમાં વાવાઝોડુ કે નુકશાન ન થવું જોઈએ ગામમાં બધા ઢોર-ઢાંખર અને લોકોને કોઈ રોગ ન થવો જોઈએ એવી કબૂલાત કરી વિધી કરે છે. ત્યાર બાદ બધા વરસાદની રાહ જોતા હોય છે. જ્યારે વરસાદ પડે ત્યારે તરત જ ખેતીમાં વાવણી કરવામાં આવે છે. વાવેલ બિયારણો ઉગી ગયા પછી દૂધીયો દેવ કરે છે. આ દૂધીયાદેવને પૂજા કરે છે. ત્યાર બાદ ખેતરોમાં નિંદામણ કરે છે. ગામનો પટેલ અને પૂજારો વર્ષ દરમિયાન જે નવા પાકો જેવા કે મકાઈ, ડાંગર વગેરે દેવોને પૂજા કર્યા પછી જ ખાય છે. ગામના લોકો મકાઈનો લીલાડોડા પોતાના ઘરમાં પીઠોરા દેવને ઘરલીદેવીને પૂજીને નવું અન્ન ખાવાનું ચાલુ કરે છે.

## પ્રજનન સબંધી માન્યતા

સામાન્ય રીતે લગ્ન થયા પછી બે કે ત્રણ વર્ષના ગાળામાં સ્ત્રીને સંતાન પ્રાપ્ત થવું જોઈએ એમ માનવામાં આવે છે. પરંતુ કેટલીક વાર લગ્ન થયા પછી ચાર કે પાંચ વર્ષ સુધી સ્ત્રીને સંતાન ન હોય તો તે સ્ત્રીને કોઈક શારિરિક રીતે બિમાર છે, તેમ માનવામાં આવે છે. તેના પર કોઈક મેલી વિધીથી તેનો ખોળો બગાડેલ છે. તેમ માનવામાં આવે છે. પછી સ્ત્રીને સંતાન કેમ થતું નથી? તેનું સાચુ કારણ શોધવા માટે કોઈ સારો જાણકાર બડવો હોય ત્યાં ખાખરાના પાનમાં અળદના દાણા સ્ત્રી પર પાંચ ફેરા ઉતારીને તેમાં એક રૂપિયો મુકીને તેનું પડીકુ વાળવામાં આવે છે. તેને ''પોડી'' કહેવામાં આવે છે. તે ''પોડી'' બળવા પાસે લઈને જાય છે. બળવો આ પોડી ખોલીને અડદના દાણાને સૂપડામાં ઠાલવી દે છે અને ખાખરાના પાનમાં તેની વિદ્યાથી જોષ જુએ છે. તે વખતે બળવો સ્ત્રીની બિમારી જાણીને પછી કહે છે કે આ બેનને મેલી વિધીથી તેનો ખોળો બગાડવામાં આવેલ છે. તેથી તેની કૂખે ગર્ભ રહેતો નથી તેને વિધી કરવી પડશે. તેથી તેનો ખોળો સુધરી જશે અને પછી ખોળો ભરવાથી બેનને સંતાન થશે. વિધી કરવા માટે જે સામાનની જરૂર હોય તે સામાન મંગાવી સ્ત્રીની બિમારી દૂર કરવા માટેની વિધી કરે છે. વિધી કર્યા પછી દુઃખ મટી જાય છે. ત્યારબાદ બડવો ''આઠમ માતાની'' બાધા રાખી નાળિયેરમાં વિધી કરી સ્ત્રીને ઉગમની દીશાએ બેસાડી તેના પર પાંચ ફેરા નાળિયેર ઉતારી સ્ત્રીના ખોળામાં કપડામાં નાળિયેર મુકીને કહે છે કે નાળિયેરને ઘરમાં જ્યાં પૂજા થતી હોય ત્યાં મૂકીને સેવા કરવી અને જેથી ભગવાન તમારો ખોળો વાળશે. આ વિધીને ખોળો વાળવાની વિધી

કહેવામાં આવે છે. આ વિધી કોઈક જ ચોખ્ખો બળવો કરી શકે છે. ખોળો વાળ્યા પછી જ્યારે તે સ્ત્રીને સંતાન પ્રાપ્ત થાય ત્યારે આઠમ માતાના સ્થાનકે જઈને જરૂરી સામગ્રી માતાજીને આપીને બાધા પુરી કરવામાં આવે છે. આમ નાયકા સમાજમાં બળવાઓનું ખૂબ મહત્વ માનવામાં આવે છે.

### ગુઢ વિદ્યા

### ચોખ્ખી વિદ્યા

જે વિદ્યાથી કોઈ માણસનું દુઃખ દૂર કરવામાં આવે છે. કોઈ ઢોરનું દુઃખ દૂર કરવામાં આવે છે તેવી વિદ્યાને ચોખ્ખી વિદ્યા માનવામં આવે છે

### મેલી વિદ્યા

જે વિદ્યાથી કોઈ માણસ કે ઢોરને દુઃખ આપવામાં આવે છે. તે વિદ્યાને મેલી વિદ્યા કહેવામાં આવે છે.

(૨) મંત્ર-તંત્ર ચોખ્ખી વિદ્યા જાણકાર અને મેલી વિદ્યાના જાણકાર બન્ને બોલે છે.

### અનુષ્ઠાન

ખેતી થઈ ગઈ હોય અને ખેતીનો પાક મરવા લાગ્યો હોય તે વખતે ગામના પટેલ-પૂજારો ભેગા થઈને ગામના લોકોને ભેગા કરીને જણાવે કે આપણા ગામમાં વરસાદ પડતો નથી તેથી આપણી ખેતી મરવા

પડેલી છે. તો વરસાદ લાવવા માટે આપણા ગામ ગુંદરાજદેવને વરસાદ લાવવા માટે પૂજા કરવાની છે. તો તેના માટે દરેક ઘરેથી ફાળો ભેગો કરવાનું કહેતા ગામના લોકો ફાળો ભેગો કરીને પૂજા માટે જોઈતી સામગ્રી લાવીને ભેગી કરે છે. ત્યાર બાદ આખા ગામનાં લોકો ભેગા થઈને ગામના મુખ્ય બળવાને બોલાવીને ગામના ગુંદરાજદેવની પૂજા કરે છે, તેથી વરસાદ પડે છે.

**સંસ્કાર**

જન્મની વિધી દાયણ કરે છે. મરણની વિધી હજામ અને તેની પત્ની કરે છે.

**ઉત્સવપર્વ**

ગામના ગામસાય ઈંદ વગેરે બળવો કરે છે. તહેવારો જેવા કે ઉજાણી, દિવાસો, હોળી, અખાત્રીજ, દિવાળી વગેરે તહેવારો ગામના પોલીસ પટેલ અને ગામનો પૂજારો ભેગા થઈને સમય નક્કી કરીને ગોઠવણી કરે છે અને દેવોને પૂજે છે.

**પૂજારાની વિદ્યા**

પૂજારાએ આખા ગામના ચોખ્ખા દેવ-દેવીઓની પૂજા કરનાર છે. તેથી પૂજારાની વિદ્યાએ ચોખ્ખી વિદ્યા છે.

### ડાકણ વિદ્યા

ડાકણ એ ગામના મેલા દેવ-દેવીઓ જેવા કે ભૂત-પ્રેત, વેશી, ચૂડેલ, મેલડી, શિકોતર વગેરેની પૂજા કરે છે, તેથી ડાકણની વિદ્યા મેલી કહેવાય છે.

### વારસાઈ

નાયકા, સમાજના સામાજિક રિવાજ પ્રમાણે કોઈ સ્થાવર કે જંગમ મિલક્તના ખાતેદારનું મરણ થાય તો તેના સીધી લીટીના પુત્ર વારસદારોને તે મિલક્ત સરખે ભાગે વહેંચી લેવાનો સામાજિક રિવાજ છે. જો પિતાના નામનું કર્જ હોય તો બધા છોકરાઓએ સરખા ભાગે ભોગવવું પડે. જો ખાતેદારને છોકરા ન હોય તો છોકરીઓને આ મિલક્ત સરખે ભાગે વહેંચી લેવાનો સામાજિક રિવાજ છે.

સંગીત, વાદ્ય, ઉદ્યોગ, કસબ, સાહિત્ય, ઉપચાર અને ઔષધિયજ્ઞાન વગેરેની સામાજિક રીતે વહેંચણી કરવામાં આવતી નથી, પરંતુ જેને જે વિષયમાં રસ હોય તે વારસદાર તેને સ્વીકારી લે છે.

### કરાર, બોલી/ કબૂલાત

સમાજમાં કેટલીક બાબતોને કોઈ કાયદાકીય સ્વરૂપ આપવામાં આવેલ નથી. પરંતુ સામાજિક રીતે વિશ્વાસ અને બોલીથી કબુલાત કરેલ હોય છે. તેનો કોઈ ચોક્કસ કરાર લેખિત સ્વરૂપમાં હોતો નથી.

**વ્યવસાય**

કોઈ પણ વ્યવસાય કરવો તેના માટે કોઈ કાયદાકીય કરાર હોતો નથી. જેને જે વ્યવસાય કરવો હોય તે કરી  શકે છે.

**ઝઘડાની પતાવટ**

ઝઘડાની પતાવટ માટે સમાજમાં કોઈ કરાર નથી. સમાજમાં સુલેહ શાંતિનો ભંગ ન થાય એટલા માટે પક્ષકારોની સ્થિતિને ધ્યાનમાં રાખી સામાજિક સમાધાન કરાવવામાં આવે છે.

**પશુઓની લે-વેચ**

પશુઓની લે-વેચમાં કોઈ કરાર નથી, પશુઓની જાત, કદ અને સ્વરૂપને ધ્યાનમાં લઈને લે-વેચ કરનારાઓ પોતાની રીતે કરી શકે છે.

**બહુ પત્નીત્તવ**

બહુ પત્નીત્વમાં કોઈ કરાર નથી એકથી વધારે પત્નીઓ એક પતિને રહેવા માટે સહમત હોય અને એક પતિ તેમને રાખવા માં સહમત હોય તો બહુ પત્નીત્તવ થઈ શકે છે.

**જમીન વહેંચણી**

જમીન વહેંચણી માટે કોઈ કરાર નથી, સીધી લીટીના વારસદારો તેને તેમની ઈચ્છા મુજબ વહેંચી

શકે છે.

**સંતાન**

સંતાનની વહેંચણી માટે કોઈ કરાર નથી. માતા-પિતા તેને મનગમતા સંતાન સાથે રહી શકે છે.

**કન્યાસાટુ**

કન્યાસાટુ એટલે દીકરી લાવવી અને દીકરી આપવી એવો કોઈ કરાર નથી. પરંતુ સામાજિક વ્યવસ્થા જાળવવા માટે કન્યાસાટુ કરવામાં આવે છે.

**જાતિય સબંધોના કરારો (લગ્નપૂર્વે)**

લગ્ન પૂર્વે જાતિય સબંધો રાખવા એ બાબતે કોઈ કરાર નથી.

**લગ્નઃ**

લગ્ન કરવા માટે કોઈ કરાર નથી, તે લગ્નગ્રંથીથી જોડવા માટેનો સામાજિક રિવાજ છે.

**ખંધાડિયા(ઘરજમાઈ)**

ખંધાડિયા માટે કોઈ કરાર નથી પરંતુ જે માતા-પિતાને પુત્ર નથી અને પુત્રી છે તો તે ઘરજમાઈ રાખી દીકરીને મિલ્કતની સોંપણી કરે છે.

## સમાજનો પંચ/ કાનૂન

નાયકા સમાજમાં સામાજીક વ્યવસ્થા જાળવવા માટે સામાજિક પંચ હોય છે. આ સામાજિક પંચમાં સામાન્ય રીતે સામાજીક રીતે અનુભવી એવા લોકો બેસે છે. આ સામાજિક પંચના લોકોને કોઈ શિક્ષણ હોવું જોઈએ એવું પણ નથી. પરંતુ સમાજનું ભલુ ઈચ્છનારા લોકો આ પંચમાં બેસે છે. આ સામાજિક પંચ સમાજમાં પરંપરાથી ચાલતી આવે છે. સમાજમાં કોઈ નાના મોટા પ્રશ્નો ઉભા થાય ત્યારે તેને ગામમાંજ પતાવટ કરે છે. સમાજમાં નીચે પ્રમાણેના પ્રશ્નો પેદા થાય છે તે વખતે સામાજિક પંચ પતાવટ કરે છે.

### જમીનની વહેંચણી

જો કોઈ જમીનના ખાતેદારનું મરણ થાય અથવા ખાતેદારની હયાતીમાં ભાઈ-ભાઈઓ વચ્ચે જમીનની વહેંચણી કરવાનો સવાલ આવે ત્યારે ભાઈઓમાંથી કોઈ એક ભાઈ વધારે જમીન લેવા માટે બાકીના ભાઈઓ સાથે ઝઘડતો હોય ત્યારે જેને જમીન ઓછી મળતી હોય તેવા ભાઈઓ સમાજની પંચને બોલાવે છે. પંચો કોઈ નક્કી કરેલી જગ્યાએ ભેગા થાય છે. જેની જમીન વહેંચણી કરવાની હોય તેમને બોલાવવામાં આવે છે. તેમને જમીનની વહેંચણી સબંધી પૂછપરછ કરવામાં આવે છે. જે ભાઈ વધારે જમીન લેવા માટે ઝઘડો કરતો હોય તેને કહેવામાં આવે છે કે બાપની જમીન બધાને સરખે ભાગે જ મળે તો કુટુંબમાં જમીન બાબતે ઝગડાં ન થાય અને આપણા ગામ તથા સમાજના રિવાજ મુજબ કોઈને વધારાની આપવામાં આવતી નથી. આમ સમાજમાં ઝઘડો કરનારને સમાધાન કરાવવામાં આવે છે. સમાધાન કર્યા પછી ફરીવાર આવો ઝઘડો ન કરવાનું સામાજિક

રીતે નક્કી કરવામાં આવે છે. જો ફરીવાર આ જમીન સબંધી ઝઘડો કરવામાં આવેશે તો ઝઘડો કરનારને અમુક રકમ સામાજિક દંડ રૂપે આપવી પડશે. આવો મૌખિક કરાર નક્કી કરી જે જમીનની વહેંચણી કરવાની હોય તેને દોરીથી માપીને સરખે હિસ્સે ભાગ પાડી આપવામાં  આવે છે. આ રીતે સામાજિક પંચ ભાઈ-ભાઈઓ વચ્ચે સમાધાન કરાવી ઝઘડાંનું સમાધાન કરી આપે છે.

**સંપતિનો કાનૂન**

કોઈ મકાન કે રોકડ રકમ જેવી સંપતિ માટે કુટુંબમાં ઝઘડા થાય અને કુટુંબના કોઈ ભાઈઓ બધી સંપતિ પોતે લઈ લેવાનો પ્રયત્ન કરતો હોય તે વખતે અન્યાયનો ભોગ બનેલ કુંટુબના માણસો ગામની સામાજિક પંચને બોલાવે છે. પંચના લોકો પ્રથમ તો એ વિચારે છે કે આ સંપતિ કોના કોના હક્કમાં છે? તે જેના હક્કમાં આવતી હોય તે દરેકને સરખે ભાગે મળે તે રીતે વહેંચણી કરી સમાધાન કરી આપે છે. બધા કુટુંબમાં હળીમળીને રહેવાની સમજણ આપે છે.

**લગ્ન તકરારનું સમાધાન**

લગ્ન કર્યા  પછી કોઈ કારણસર પતિ-પત્ની વચ્ચે મનમેળ ન થવાથી પતિ-પત્ની વચ્ચે ઝઘડો થાય છે તે વખતે પત્ની તેના મા-બાપને તેના ઝઘડાં સંબધી જાણ કરે છે. ત્યારે છોકરીના મા-બાપ પોતાના ગામની સામાજિક પંચને જાણ કરે છે કે, અમારી છોકરીને લગ્ન થયે ૩ વર્ષ નો સમય થયો અને અમારી છોકરીને સંતાનમાં ૧ વર્ષનો છોકરો છે. છેલ્લા ૬ માસથી અમારા જમાઈ છોકરીને વારંવાર માર મારી ઝઘડો કરે છે. તેથી અમારી

છોકરી છેલ્લા ૩માસથી અમારા ઘરે રહે છે. છોકરીને લેવા માટે આવતા નથી. તો તમે પંચો અમારી છોકરીના જીવન વિશે કાંઈ વિચારો અને સામાવાળાને બોલાવી અમારા આ પ્રશ્નનનો નિકાલ કરો. છોકરી પક્ષના સામાજિક પંચને જાણ કર્યા પછી તે પંચના માણસો છોકરા પક્ષની પંચને જાણ કરે છે. તે પંચને કોઈ ચોક્કસ તારીખ આપી છોકરી પક્ષ તરફ બોલાવે છે. આપેલ તારીખે બંન્ને ગામની પંચો છોકરીને ત્યા ભેગી થાય છે. બન્ને પતિ-પત્નીને ભેગા કરી સામાજિક રિવાજ મુજબ કોની ભૂલ છે, તે જાણવા માટે બંન્ને છોકરા છોકરીને ઝઘડાં સંબઘી પ્રશ્નનો પૂછવામાં આવે છે. આ પ્રશ્નોને અંતે બંનેના મળેલા જવાબોને આધારે કોની ભૂલ છે તે પંચો નક્કી કરે છે. જેની ભૂલ હોય તે પોતે કરેલ ભૂલની કબુલાત કરાવી બન્ને પંચો સમક્ષ હવે પછી ફરીવાર આવી ભૂલ ન કરૂ અને ફરીવાર આવી ભૂલ કરીશ તો પંચોએ નક્કી કરેલ સામાજિક દંડ હું આપવા બંધાયેલ છું. આવો મૌખિક કરાર પંચો રૂબરૂ કરી સમાધાન કરવામાં આવે છે. બન્ને પતિ-પત્ની ભેગા થઈને જીવન જીવે છે. આ રીતે સામાજિક પંચો લગ્ન તકરારમાં સમાધાન કરી આપે છે.

**લગ્ન તકરારમાં છૂટાછેડાંઃ પતિ-પત્નીના ઝઘડાના નિકાલ માટે**

બંન્ને ગામની સામાજિક પંચો છોકરી પક્ષમાં ભેગી થાય છે. તે વખતે કોની ભૂલ છે. તે સાબિત કરવા માટે બન્ને ગામની પંચો છોકરી છોકરાને ઝઘડો કેમ થાય છે તે બાબતે પ્રશ્નનો પૂછવામાં ઓવે છે. તે વખતે બંન્ને છોકરો-છોકરી પોતાની સ્વેચ્છાએ છૂટાછેડાં આપવાની તૈયારી બતાવે છે. તે વખેત છૂટાછેડાં આપનાર પક્ષને છૂટાછેડાં આપવાનું કારણ શું છે. તેને ઘ્યાનમાં રાખીને છૂટાછેડા આપનાર પક્ષને બંને ગામોની પંચોએ નક્કિ કરેલ

અમુક રકમ દંડ સામા પક્ષને આપીને છૂટાછેડાંનો નિર્ણય લેવામાં આવે છે. આ રીતે સામાજિક પંચો લગ્ન તકરામાં છૂટા છેડા કરી આપે છે.

**ચોરી લૂટફાટના કાનૂન**

કોઈના ઘરમાં કે ખેતરમાં ચોરી કરતાં કોઈ ચોર પકડાય ત્યારે ચોરને પકડીને બાંધી દેવામાં આવે છે. ત્યાર બાદ ગામના પોલીસપટેલ ને સોંપવામાં આવે છે. પોલીસપટેલ સામાજિક પંચના માણસોને ભેગા કરે છે. ચોર કેવા પ્રકારની અને કેટલી ચોરી કરેલ છે. તેને ધ્યાનમાં લઈને સામજિક પંચો તેને શિક્ષા અને દંડ કરે છે. ફરિવાર આવી ચોરી ન કરવાની કબુલાત કરાવે છે. ચોરી ન કરવા માટે બાબાદેવના સોગંદ લેવડાવી છૂટા કરવામાં આવે છે. અથવા ગામની બહાર કાઢવામાં આવે છે. કેટલીકવાર રાત્રિના સમયે ચોરી થઈ હોય અને ચોર પકડાયો ન હોય તો જેને ત્યાં ચોરી થઈ હોય તે વ્યકિત ગામના પટેલ પોલીસને ખબર આપે, ગામનો પટેલ પોલીસ સમાજની પંચો ભેગી કરે અને જેને ત્યાં ચોરી થઈ હોય તેને પંચો પૂછે કે તમને કોના પર શક છે. જેના પર ચોરીનો શક હોય તે વ્યકિતને પંચ સમક્ષ હાજર કરીને ચોરી સબંધી પૂછપરછ કરવામાં આવે છે. પંચના લાકોને પણ લાગે કે ખરેખર ચોરી એણે જ કરેલ છે. છતાં કબુલાત કરતો નથી તો તેને કહેવામાં આવે છે કે જો તુ ચોરી ન કરી હોય તો માતાજીનો ઘોડો ઉંચક આ ઘોડો ઉંચકવાથી જેને ચોરી કરી હોય તે ગાંઠો થઈ જશે અથવા મરી જશે એવી વાત કરતાં જો તેણે ખરેખર ચોરી કરી હોય તો કબુલાત કરે છે. ચોરી ન કરી હોય તો એ ઘોડો ઉંચકવા તૈયાર થાય છે. આમ સામાજિક પંચો ચોરી પકડે

છે. તેને ચોરીના પ્રમાણમાં શિક્ષા અને દંડ કરે છે.

### હુન્નર કલા (આવડત)

### સંગીત

નાયકા સમાજમાં મનોરંજન માટે સંગીતનું ખૂબ મહત્વ છે. આ સમાજના લોકો પાવો, વાંસળી, ઢોલ અને માંદળ વગાડવાના ખૂબ શોખીન હોય છે. તહેવારો, મેળાઓ, પીઠોરાદેવની માનતા બાધા અને લગ્નનોમાં તેઓ ઢોલ સાથે પાવો કે વાંસળી વગાડીને સરસ મજાનો તાલ મેળ કરી નાચે છે. સંગીત માટે તેઓ ઈલેક્ટ્રોનીક સાધનોનો ઉપયોગ કરતા નથી, પરંતુ પોતાની આવડત અને કળાનો ઉપયોગ કરી નૃત્ય કરે છે. કેટલાક લોકો પીઠોરા પેન્ટીંગ કરે છે. કેટલીક બહેનો મોતીકામ કરીને હાટ બજારોમાં તે વેચે છે. આ સમાજના કેટલાક લોકો માટીકામ કરે છે. તેઓ રસોડાંના વાસણો બનાવે છે. કાષ્ટકલા આ સમાજના લાકો સુથારી કામ કરે છે. ઘરના વપરાશ માટે ખેતીના સાધનો જેવા કે હળલાકડું, ખાટલો, પાટલો, પાટલી, ઘર બનાવવું સાંમેલુ બનાવવું વગેરે કામ કરે છે.

### પશુ-પંખી વિશેનો દૃષ્ટિકોણ

સમાજમાં પશુ-પખીઓનું ખૂબ મહત્વ માનવામાં આવે છે. પરંપરાઓથી કેટલાક પશુ-પંખીને માનવજીવનમાં સહાયક માનવામાં આવે છે. કેટલાટકને નુકશાનકર્તા માનવામાં આવે છે.

**૧)સહાયક પશુ પંખી, વરસાદની આગાહી આપનારા**

ચકલી ચોમાસાના દિવસોમાં વરસાદ બંધ હોય તે વખતે ધૂળમાં પાંખો ખંખેરીને સ્નાન ત્યારે માનવામાં આવે છે કે એક -બે દિવસમાં વરસાદ પડશે.

**૨) પાણી કુકડીઃ**

રાત્રિના સમયે પાણીકુકડી બોલાતી-બોલાતી પૂર્વ દિશાએથી પશ્ચિમ દિશાએ જાય ત્યારે માનવામાં આવે છે કે ટૂંક સમયમાં વરસાદ પડશે.

મોર : મોર ટહુકા કરે તે પણ વરસાદ પડવાની આગાહી છે તેમ માનવામાં આવે છે.

**ખેતીમાં મદદ કરનારા.**

**બળદ**

ધરતીનો ધણી સીદુરિયો આખલો (બળદ) છે તે હળ લાકડે જોતરાઈને ધરતી ખેડીને અનાજ પકવે છે. આ અન્ન ખાઈને માનવ સૃષ્ટિ જીવે છે. કીડી મંકોડા જન-જાનવરને પોષણ આપે છે તેથી બળદને ખેતીમાં મદદ કરનાર પશુ કહે છે.

**પાડા**

કેટલીક જગ્યાએ પાડાને પણ હળ લાકડે જોતરી ખેતી કરવામાં આવે છે. એટલે પાડો પણ ખેતી માટે

સહાયક પશુ છે.

## શુકનિયાળ

### નોળિયો

નોળિયોએ શુકનિયાળ છે. જયારે કોઈ સારા કામે નીકળ્યા હોય ત્યારે નોળિયાના શુકન થાય ત્યારે સારા શુકન થયા અને કામમાં સફળતા મળશે, એમ માનવામાં આવે છે.

### દેવચકલી

કોઈ સારા કામે જતાં રસ્તામાં દેવચકલી મળે તો સારા શુકન થયા એમ માનવામાં આવે છે.

**નુકશાનકર્તાઃ** અપશુકનિયાળ

### બિલાડી

જયારે કોઈ સારા કામની ઈચ્છાએ ઘરેથી નીકળ્યા હોય અને રસ્તામાં સામેથી બિલાડી રસ્તો ઓળંગે તો અપશુકન થયા એમ માનવામાં આવે છે. ખરેખર જે કામ ધારીને ગયા હોય તે કામ થતું નથી.

### ઘુવડ

કોઈ સારા કામ માટે જવાનું હોય અથવા કોઈ બિમાર હોય તે વખતે રાજાઘુવડ ઘરના મોભે આવીને

બોલે તો બિમાર વ્યકિતનું મૃત્યુ થાય એમ માનવામાં આવે છે.

**કૂતરું**

જયારે ઘરના ઝાંપે કૂતરાં રડે છે. ત્યારે તેને યમરાજા દેખાય છે, તેમ માનવામાં આવે છે.

**ફાલૂડી (શિયાળ)**

રાત્રીના સમયે જે ગામની સીમમાં ફાલૂડી બોલે તે ગામમાં કોઈનું મરણ થશે, એમ માનવામાં આવે છે.

**પીચોટી**

કોઈ સારા કામે જતા હોય અને ભાગોળે જતાં પહેલાં રસ્તામાં કાળી પીચોટી જમણી બાજુએથી ડાબી બાજુએ રસ્તો ઓળંગે તો અપશુકન થયા, એમ માનવામાં આવે છે.

## વનસ્પતિ જગત/ પ્રાકૃતિક તત્ત્વો વિશેની દૃષ્ટિ

**ઈંદ પીઠોરો**

જયારે ઈંદ-પીઠોરાની બાધા કરવામાં આવે છે. ત્યારે કળા અને કરમની ૯ ડાળો લાવવામાં આવે છે. ઘરના આંગણામાં કે વાડામાં ઘરની ઉગમની દીશાએ સામે આ કળા-કરમની ૯ ડાંળો રોપી ત્યાં ઈંદપીઠોરાનો મેળો કરવામાં આવે છે. આમ ઈંદ પીઠોરાની માનતામાં કળો અને કરમ એ બે વૃક્ષોનું ખૂબ

મહત્વ અને બિલીના પાન ઈંદ પીઠોરાની માનતામાં વાપરવામાં આવે છે.

હોળીનો તહેવાર એ બે ઋતુઓને જોડતો તહેવાર છે. હોળીના દિવસે જયારે હોળી બનાવવામાં આવે છે. ત્યારે શીમળાનું લાકડું હોળીમાં રોપવામાં આવે છે. તે દિવસે બહેનો ઉપવાસ કરે છે. સાંજે હોળી માતાની પૂજા કરવા માટે નાળિયેર અને ઘરમાં ચણાં, ડાંગર જુવાર વગેરે અનાજ હોય તે લઈને આખા ગામની બહેનો હોળી માતાએ જાય છે. આખા ગામના ભાઈ- બહેનો ભેગા થઈ ગયા પછી પૂજાએ વધામણું લઈને હોળીએ આવે છે. હોળીમાતાની પૂજા કર્યા પછી પૂજારો વધામણું લઈને અનાજ હોળીમાં નાખતો આગળ ચાલે છે. બધી બહેનો પણ હાથમાં નાળિયેર લઈને પૂજારો પાછળ ચાલે છે. હોળીમાં અનાજ નાખે છે. આ રીતે પાંચ ફેરા હોળીની આસપાસ ફરે છે. પછી પૂજારા વધામણું કરીને આગ લગાડે છે. બહેનો હોળીમાં નાળિયેર અને અનાજ નાખીને પગે લાગે છે. આમ હોળીમાં, શીમળાનું લાકડું નાળિયેર અને અનાજ વગેરે નાખવામાં આવે છે.

**ખેતીમાં વર્ષફળ બતાવવા વૃક્ષોની માન્યતા**

**ખાખર/પલાશ**

ઉનાળામાં જયારે ખાખરાના ઝાડ પર ફાફડાનો ફળ આવે છે. તે વખતે તેનું આ ફળ વધારે ભરાય અને ખાખરાના પાન ઝીરાઈ જાય ત્યારે માનવામાં આવે છે કે આ વર્ષે ડાંગર વધારે પાકશે.

### પીપળ

પીપળના ઝાડ પર વધારે ફળ આવે તો ખેતીના બધા પાકો સારી રીતે પાકશે, તેમ માનવામાં આવે છે.

### વેગરી

વેગરીનો ડોળો પુરેપુરો ભરાયેલ હોય તો આ વર્ષે મકાઈ વધારે પાકશે, તેમ માનવામાં આવે છે.

### કાગડો

કાગડો માળો બનાવતી વખતે જે લાકડાંનાં ટૂકડા લાવે છે. તે ટૂકડા કંઇ જગ્યાએ પકડીને લઈ જાય છે. તેના પર વર્ષ ફળ નક્કી કરવામાં આવે છે. કાગડો ટૂકડાને વચ્ચે પકડીને લાવે છે. ત્યારે તે વર્ષે અડધો પાક આવશે તેમ માનવામાં આવે છે. ટૂકડાને છેડે પકડીને લાવે ત્યારે બધા પાકો પુરેપુરા પાકશે તેમ માનવામાં આવે છે.

### ટીટોડી

ટીટોડી નામનું પક્ષી પણ વર્ષ ફળ બતાવે છે. ટીટોડી ચાર ઈંડાં મૂકે તો તે વર્ષે ચાર મહિના વરસાદ પડશે અને ત્રણ ઈંડાં હોય તો ત્રણ મહિનાં વરસાદ પડશે તેમ માનવામાં આવે છે. ટૂકમાં ટીટોળી જેટલા ઈંડાં મૂકે તેટલા મહિના વરસાદ પડે છે, તેમ માનવામાં આવે છે.

## ઔષધિય વસ્પતિ સાથેનો વહેવાર

કેટલીક વનસ્પતિ દવાના રૂપમાં જુદી જુદી બિમારીઓમાં વપરાય છે. તેને પીવાથી કે ઘસીણે

લગાવવાથી રોગો મટી જાય છે.

**ગળવેલ**

ગળવેલના વેલને કાપીને તેનો હાર બનાવીને ગળામાં પહેરવાથી કમળાની બિમારી મટી જાય છે.

**વાજ**

વાજ એ કંદમૂળ છે. તેનો કાંદો ખોદીને ગુમડું થયું હોય ત્યાં ગુમડાને ઘસીને લગાવવાથી ગુમડુ મટી જાય છે.

**કડવીનાય**

કડવીનાય એક ઘાસના જેવી નાની વનસ્પતિ છે. જેના પાનને કુટીને પાણીમાં ઉકાળીને ન્હાવાથી અને પીવાથી તાવની બિમારી મટી જાય છે.

**પીપળાનો છોડ**

નાના બાળકોને રતવાહની ફોલ્લી થઈ હોય ત્યારે આ પીપળાના છોડને ઘસીને ચોપડવાથી ફોલ્લી મટી જાય છે.

**નાગ-દમણ**

આ વનસ્પતિ એક પ્રકારની વેલ છે. તેના અડધા પાનને મસળીને પાણીમાં બોળીને ધોઈને પીવાથી

તાવ મટી જાય છે.

**કાળીચણોઠી**

આ વનસ્પતિ એક પ્રકારની વેલ છે. કોઈને મોં આવ્યું હોય અને મોંમા ફોલ્લી પડ્યા હોય તો આ કાળી ચણોઠીની વેલના પાંદડાં ચાવીને ખાવાથી મોં આવ્યું હોય તે મટી જાય છે.

**મેઘની(આકારા)પૂજા અને માન્યતા**

ચોમાસું બેસી જાય અને શરૂઆતમાં ખેતીલાયક વરસાદ થતાં ખેડૂતો વાવણી કરી બિયારણો ઉગાડી વરસાદની રાહ જોતા હોય છે. પરંતુ વરસાદ ન આવે તો વરસાદને લાવવા માટે જુની પુરાની પરંપરાથી ચાલતી આવેલી મેઘરાજાને લાવવાની પૂજાઓ કરવામાં આવે છે.

**ઊંટડી કાઢવી**

ખેતીના પાકો ઉગી ગયા પછી જયારે વરસાદ ન પડતો હોય તો એક નાની ખાટલીને વાંસ બાંધીને ઊંટડીનો આકાર બનાવવામાં આવે છે. તેના પર કપડાં બાંધીને સરસ મજાની ઊંટડી બનાવે છે. ખાલી ડબ્બાનો મેઘ બનાવે છે. શળગતા છાણાંની વિજળી બનાવી એક ડોલમાં પાણી ભરીને આભલી (વાદળી) બનાવવામાં આવે છે. આ બધી તૈયારીઓ કર્યા પછી સાંજના સમયે ગામના બધા ભેગા થાય છે. તેમાં એક જણ ઊંટડીને માથા પર ઉંચકી લે છે. એક જણ ડબ્બાને લઈ લે છે અને એક જણ શળગતુ છાણું હાથમાં લે છે. આ બધુ લઈને છોકરા

છોકરીઓ નાના બાળકો વગેરે ગીતો ગાતા ગાતા ગામમાં દરેક ઘરે જાય છે. ત્યાં જઈને ઊંટડીને કૂદાવવામાં આવે છે. ડબ્બો વગાડીને મેઘની ગર્જના કરવામાં આવે છે. છાંણામાં જે અગ્નિ છે તે વિજળીનું પ્રતિક બતાવવામાં આવે છે. બધાને પાણી છાંટી દરેક ઘરેથી બધાને પાણી છાંટી નવડાંવે છે. અનાજ હોય તે આપે છે અને પછી બીજા ઘરે જઈને ઉભા રહે છે. છોકરીઓ મેઘરાજાને રીઝવવા માટે નીચે પ્રમાણે ગીતો ગાય છે.

મારી ભોંજાય વિજળી દેડકાને જેલી રે ...
મેઘલો મરી જેલો વિજળી રંડાય જેલી...મારી ભોજાય..
મારી શોક વિજળી દેડકાને જેલી રે....

આ પ્રમાણે મેઘને રિઝવવા માટે અનેક પ્રકારના ગીતો ગાય છે. આખું ગામ ફરે અને ગામ પુરુ થયા પછી બીજે ગામ જાય છે. જયાં સુધી વરસાદ ન પડે ત્યાં સુધી દરરોજ સાંજે ઊંટડી કાઢે છે.

જયારે વરસાદ થાય ત્યારે ઊંટડી કાઢવાનું બંધ કરે છે. ત્યાર બાદ ઊંટડી કાઢતી વખતે ભેગુ કરેલુ અનાજ થોડું વેચીને પૈસા કરીને તેનું તેલ, હળદર, મીઠું, મરચું અને મસાલો વગેરે લાવે છે. બાકીનું અનાજ દળાવીને તેના ઢેબરાં બનાવી ગામને ગુંદરે જઈને પૂજે પછી બધા ખાય છે. આ રીતે મેઘરાજાને રિઝવીને વરસાદ લાવવાની માન્યતા પરંપરાઓથી ચાલતી આવે છે.

**ધરતી સાથેનો પોતાનો સબંધ અને માન્યતા**

નાયકા સમાજના લોકો ધરતીને માતા માને છે. ધરતી એ અમારી માતા છે અને મેઘરાજા અમારા પિતા છે.

ધરતી માતાને ખોળે રહી અમારો ઉછેર થયેલો છે. ધરતી માતા જીવ સૃષ્ટિને જાત જાતના અનાજ ફળફૂલ આપે છે. જીવનમાં કોઈ પણ શુભ કાર્ય કરતાં પહેલા ધરતી માતાની પૂજા કરવામાં આવે છે. ત્યાર બાદ બીજા દેવોની પૂજા થાય છે.

**ડુંગરો સાથે જોડાયેલી માન્યતા**

વર્ષો પહેલાં ખૂબ જૂના સમયમાં ધરતી પલટાવાની તૈયારી હતી. ધરતી પર બધે રેલમછેલ પાણી ફરી ગયા હતા, તે વખતે ધરતી પલટાવાની તૈયારીમાં રતુમાર મેઘરાજાનો ભાઈબંધ હતો. તેણે વિચાર્યું કે ધરતી માતા પલટાઈ જશે તો ધરતીના જીવો નાશ થઈ જશે. તેથી રતુમાલ ધરતીને પલટાતી અટકાવવા માટે ધરતી પર ડુંગરો પેદા કર્યો તેથી ડુંગરોના દબાણથી ધરતી પલટાતી બંધ થઈ ગઈ અને રતુમાલરનો ઘોડો બાંધેલો હતો. આ ઘોડો ચારે બાજુ ફરીને પોતાનું પૂછડું વિઝયું હતુ તેથી રતુમાલના ડુંગર પર ધરતી બચી ગઈ હતી. તે આજે પણ જૂની ધરતી જોવા મળે છે તે જમીન કાળી છે. રતુમાલના નામ પરથી આ ડુંગરનું નામ રતુમાર પડેલ છે. રતુમાર એ મેઘરાજાનો ભાઈબંધ છે. તેથી મેઘરાજા અને વિજળી ત્યાંથી પેદા થઈ વરસાદ લાવે છે.

## કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્ત્વ

સમાજમાં કુટુંબ વ્યવસ્થા એ ખૂબ મહત્વની હોય છે. કુટુંબ વ્યવસ્થા બે પ્રકારની હોય છે. ૧. સંયુકત કુટુંબ અને ૨. વિભકત કુટુંબ

### સંયુકતકુંટુબ

સંયુકત કુટુંબમાં કોઈ વ્યકિતને ૨થી વધારે છોકરા હોય અને તેના લગ્ન થઈ ગયા હોય અને તેમને પણ છોકરા હોય એવું કુટુંબ એક રસોડે જમતું હોય તો તે કુટુંબને સંયુકત કુટુંબ કહેવામાં આવે છે. આવા સંયુકત કુટુંબમાં તમામ વહિવટ મુખ્ય વ્યકિતના હાથમાં હોય છે. સંયુકત કુટુંબમાં કુટુંબના વડા માતા પિતા હોય છે. તેઓ આખા કુટુંબને સલાહ આપે છે. કુટુંબમાં કોઈ સારું કામ કરવાનું હોય ત્યારે કુટુંબના વડિલ માતા માતાને પૂછીને જ કરવામાં આવે છે. તેમની મજૂરી વિના કોઈ કામ કરી શકે નહી. કુટુંબના વડા માતા પિતા કુટુંબના દરેક સગા વ્હાલાને સમાન વર્તન કરે છે. સંયુકત કુટુંબમાં જન્મેલા છોકરી-છોકરાને સમાન ગણવામાં આવે છે. જયારે કોઈ છોકરા છોકરીના લગ્ન કરવાના હોય તો તેની પસંદગી હોય છે.

### વિભકત કુટુંબ

વિભકત કુટુંબ એટલે સંયુકત કુટુંબમાંથી છૂટૂ પડેલુ કુટુંબ સંયુકત કુટુંબમાં બે થી વધારે ભાઈઓ એક રસોડે જમતા હોય અને કોઈ કારણોસર સંયુકત કુટુંબમાંથી જુદા થઈને અલગ અલગ રહે આવા કુટુંબને વિભકત કુટુંબ

કહેવામાં આવે છે. આવા કુટુંબનો વડો પોતે જ હોય છે. કુંટુબની તમામ જવાબદારી પોતાની હોય છે. કુટુંબમાં કોઈ સારું કામ કરવાનું હોય તો પોતે જ નિર્ણય લઈ શકે છે. પોતાના કુટુંબમાં પોતાના સંતાનોનો દરજ્જો તે સમાન રાખે છે. પોતાના સંતાનોના લગ્નો કરવાનો નિર્ણય તે પોતે લઈ શકે છે. ત્યાર બાદ સંતાનો પોતાની રીતે પસંદગી કરી શકે છે.

### મૈત્રી અને દુશ્મની (સ્વ અને પર)

નાયકા સમાજમાં મૈત્રી અને દુશ્મની એ ખૂબ મહત્વની છે. તેઓ પોતાના કોને ગણે અને પારકા કોને ગણવા એ ખૂબજ મહત્વનું છે.

એક જ કુટુંબના એકજ જાતિના અને એકજ ગોત્રના લોકો  કોઈ ફળિયા કોઈ ગામમાં અથવા કોઈ દુશ્મનના વિસ્તારમાં રહેતા હોય પરંતુ મુશ્કેલીના સમયે તેઓ તરત હાજર થઈ જાય તો તેને પોતાના ગણે છે.

## વિશ્વના તત્વોની જીવન પર અસર વિશે માન્યતા

### સૂર્ય-ચંદ્ર ગ્રહણ

જયારે સૂર્યગ્રહણ કે ચંદ્રગ્રહણ થાય ત્યારે નાયકા સમાજના લોકો એમ માને છે કે સૂર્ય-ચંદ્રની ધરપકડ કરી તેના પર કાળી ગાયનું ચામડું ઢાંકી દેવામાં આવે છે. તે વખતે સૂર્ય, ચંદ્ર-ધરતી પરની, માનવજાત, પશું-પંખી કે વરસાદ વગેરે માંથી કોઈક એક વસ્તુ ખંડા કરી આપે છે. ત્યારે તેને છોડી દેવામાં આવે છે, એમ માનવામાં આવે

છે. કોઈ સગર્ભા સ્ત્રીને સૂર્ય ગ્રહણ કે ચંદ્રગ્રહણ જોવા દેવામાં આવતુ નથી. જો સગર્ભા સ્ત્રી સૂર્યગ્રહણ જોશે તો જન્મનાર બાળક ખોડખાપણવાળુ જન્મે એમ માનવામાં આવે છે. તેથી જે સમયે ગ્રહણ થયું હોય તેને ખાશ કોઈ જોતા નથી. આ રીતે ગ્રહણની જીવસૃષ્ટિ પર અસર થાય છે, તેમ માનવામં આવે છે.

### વિંછી

આકાશમાં તારાઓનું બનેલુ એક વિંછી આકારનું ઝૂમખું છે. જેને વિંછી કહેવામં આવે છે. ચંદ્ર આ વિંછીના ઝૂમખાંમાં પ્રવેશ કરે છે. ત્યારે વિંછી બેઠો એમ કહેવામાં આવે છે. આ ઝૂમખાંમાં ચંદ્ર ત્રણ દિવસ રહે છે. નાયકા સમાજના લોકો જયારે વિછીં બેસે ત્યારે ત્રણ દિવસ દરમિયાન લગ્ન, ઘરનું મહૂર્ત, કોઈના લગ્નની વાત ગોઠવવી, ખેતીનું કામ, ઘરમાં કોઈ ઢોર ખરીદવું વગેરે શુભ કામો કરતા નથી. જો વિંછીના સમયમાં કોઈ સારા કામની શરૂઆત કરે તો તે સફળ થતું નથી.

### નદીમાં પેશાબ ન કરવો

નદીનું ચાલતુ પાણી એ હંમેશા પવિત્ર ગણાય છે. આ પાણી દેવદેવીઓની પૂજા માટે પણ વપરાય છે. અને કેટલાક લોકો આ પાણીનો પીવામાં ઉપયોગ કરે છે. તેથી જો નદીના ચાલુ પાણીમાં પેશાબ કરવામાં આવે છે. તો એ પાણી અપવિત્ર બને છે. તેથી નદીમાં પેશાબ ન કરવો જોઈએ.

## અન્ય સમાજની સાથે પોતાની ઊંચ-નીચતાની ધારણા

### પોતાનાથી ઊંચાકોણ

પોતાનાથી ઊંચા ગણાતા લોકો સાથેનો વહેવાર નાયકા સમાજથી ઊંચા-રાઠવા, તડવી, કોળી, બારિયા, ચૌધરી, વસાવા, વાણિયા, બ્રાહ્મણ, પટેલ વગેરે છે. પોતાનાથી ઊંચા ગણાતા લોકો છે. આ લોકોના સમાજમાં જતાં તેઓનું વર્તન નાયકા સમાજ માટે સારુ નથી તેઓ પોતાની જાતને ઉચ્ચ ગણે છે. અમારી જાતને નિમ્ન ગણી અમારા સમાજ પ્રત્યે આભડછેટ રાખે છે. કોઈ પ્રસંગમાં ગયા હોય તો અમારા માટે બેસવા અને ખાવા-પીવાની વ્યવસ્થા અલગ રાખવામાં આવે છે. અમારુ અડકેલું કોઈ ખાતુ નથી. પોતાનાથી ઊંચા ગણાતા લોકોનો આ પ્રકારનો વહેવાર છે. અમારાથી ઊંચા ગણાતા સમાજ સાથે ચા-પાણી, રોટી વહેવાર બેટીવહેવાર થતો નથી.

### પોતાનાથી નીચા કોણ

હરિજન, ભંગી, ઢેળ, ચમાર, ખાલપા વગેરે જ્ઞાતિના લોકોને નાયકા સમાજથી નીચા ગણવામાં આવે છે. આ જાતિના લોકો સાથે નાયકા સમાજના લોકો ઉઠક-બેઠક, ચા-પાણી, ભોજન બેટીવહેવાર થઈ શકે નહિં તેમના પ્રસંગોમાં નાયકા સમાજના લોકો હાજરી આપી શકે નહીં અને તેમનું એડેલુ ખાય નહીં.

## પવિત્રતા અને અપવિત્રતાની વિભાવના

કોઈપણ સમાજમાં પવિત્રતા અને અપવિત્રતાનું ખૂબ મહત્વ હોય છે. સંજોગો અનુસાર પવિત્ર-અપવિત્ર માનવામાં આવે છે.

**સમય**

અમાસના દિવસનો સમય, કાળી ચૌદશનો દિવસ, ગ્રહણનો સમય, કોઈકનું મરણ થયુ હોય તે સમય. દીવાળીમાં મેલીવિદ્યાની સાધના કરવામાં આવે તે સમય અપવિત્ર છે.

**વ્યક્તિ**

મરણ પ્રસંગમાં સ્મશાન યાત્રામાં ગયેલ હોય તો અપવિત્ર માનવામાં આવે છે.

**સ્ત્રી**

સ્ત્રી માસિક અને પ્રસૃતિ સમયે અપવિત્ર છે.

**બાળક**

પ્રસૃતિના ૭ દિવસ સુધી અપવિત્ર છે.

**સમાજ અને અન્ય સમાજ**

જે સમાજના લોકો જન્મજાત મેલુ ઉપાડવાનું કામ કરે છે તેને અપવિત્ર માનવામાં આવે છે.

**કુદરતી તત્વો**

સૂર્ય, ચંદ્ર, તારા, વૃક્ષો, પવન અને પાણી વગેરે પવિત્ર છે.

**વનસ્પતિ**

તુલસી, બિલી, કળો, કરમ, લીમડો, પીપળો, વાંસ, મહુડો, રંગતરોયળો વગેરે પવિત્ર છે.

**પ્રાણી**

ગાય, આખલો, પાડો, બકરી વગેરે પવિત્ર છે.

**ઘરના ભાગો**

રસોડુ, પણિયારું, કુળદેવીની જગ્યા, ઢોરને બાંધવાની ગમાણ, કોઢ ઘરના પવિત્ર પવિત્ર ભાગો છે.

## મનોરંજનની રીતો

આદિવાસી સમાજમાં દરેક સમાજની મનોરંજન કરવા માટેની જુદી જુદી રીતો અને જુદા જુદા વાદ્યો હોય છે. અને તે વાદ્યો વગાડી નાચ-ગાન કરી સામાજિક મનોરંજન કરે છે. મનોરંજન કરવાની રીત એ પણ સામાજિક ઓળખ છે. નાયકા સમાજની મનોરંજનની રીતો આ પ્રમાણે છે. (૧) પાવોવગાડી (૨) વાંસળી અને મોટો ઢોલ (૩) શરણાઈ અને ઢોલ વગાડીને (૩) માંદલ વગાડીને.

### પાવો વગાડવાની રીત

ચોમાસુ આવતાં વરસાદ પડે છે, વરસાદ પડતાં ખેતીની વાવણી કરવામાં આવે છે. ખેતરોમાં બિયારણ ઉગી જતાં આખી ધરતી લીલીછમ થઈ જાય છે. તે વખતે અષાઢ વદ અમાસના દિવસે દિવાસાનો તહેવાર ઉજવવામાં આવે છે. આ દિવાસાના દિવસથી પાવો વગાડવાની શરૂઆત થાય છે. તે દિવસે બધા ભેગા થઈને પાવો વગાડી નાચે છે. તે દિવસથી જેને પાવો વગાડતા આવતું હોય તે બધા પોતાના મનોરંજન માટે ખેતરમાં જાય ત્યાં ઢોર ચરાવવા જાય ત્યાં જંગલમાં પણ પાવો વગાડી મનોરંજન કરે છે. આ પાવો દશેરાના દિવસ સુધી વગાડવામાં આવે છે. આસો સુદ ૧૦ના દિવસે દશેરાનો મેળો ઉજવવામાં આવે છે. વડોદરા જિલ્લાના છોટાઉદેપુરમાં દશેરાનો ખૂબ મોટો મેળો ભરાય છે. ત્યાં છોટાઉદેપુરની આસપાસના વિસ્તારોમાંથી દૂર દૂરથી દશેરાનો મેળો જોવા માટે લોકો આવે છે. રાજાઓના સમયમાં દશેરાના દિવસે હાથી-ઘોડા અને સૈનિકો સાથે મોટું સરઘસ કાઢવામાં આવતુ હતું. તે વખતે રાજા હાથી પર બેસીને નીકળતો હતો. રાજાનો હાથી આગળ અને તેની પાછળ બીજા હાથી અને ઘોડે સવારો ચાલતા હતા. તે વખતે જાત-જાતના ઢોલ-નગારા વગાડવામાં આવતા હતા. ગામડાનાં લોકો પાવો વગાડીને નાચતા હતા. આ રીતે છોટાઉદેપુરમાં વરઘોડો ફરતો હતો આ રીતે નીકળેલા સરઘસને રાજા સાહેબ દશેરો પૂજવા નીકળ્યા એમ માનવામાં આવતુ હતું.

આ દશેરાના મેળામાં દરેક આદિવાસી સમાજનાં લોકો ભાઈઓ બહેનો આવતા હતા. તેઓ ચાલીને

આવતા હતા અને રાત્રીના સમયે ખાવા માટે ભાતું પણ લઈને આવતા હતા. ભાઈઓ બે પાવા લઈને આવતા હતા. તેમાં એક પાવો વગાડવા માટે લાવતા હતા અને બીજા પાવામાં દારૂ ભરીને બગલમાં ટાંગીને લાવતા હતા. નાચી નાચીને જ્યારે થાકી જતા ત્યારે થાક ઉતારવા માટે દારૂ પીતા હતા. ફરીફરીને નાચવાનું ચાલુ કરતા હોય છે. સવારે તેઓ મેળામાંથી ઘરે જતા રહે છે. બીજા દિવસે ફરીવાર દિવસે મેળો ભરાય છે. તે વખતે રાત્રીના સમયે જે લોકો ઘરે રહ્યા હોય તે મેળો કરવા આવે છે. સાંજે પાછા પોતાના ઘરે જતા રહે છે. બીજા દિવસના મેળાને પાટીનો મેળો કરે છે. આમ દશેરો એ આદિવાસીઓ માટે મહત્વનો મેળો ગણાય છે. તે દિવસથી પાવો વગાડવાનું બંધ કરવામાં આવે છે. આમ આ મેળામાં નાયકા સમાજના લોકો પાવો વગાડીને મનોરંજન કરે છે. આ મનોરંજનથી બધા આનંદ પામે છે. પોતાના દુઃખો ભૂલી નવા વિચારો કરતા થાય છે. આમ આદિવાસી સમાજ માટે દશેરો એ મહત્વનો મેળો છે.

**વાઘેશ્વરી માતાનો મેળો**

વાઘેશ્વરી માતાનો મેળો આસો સુદ-૮ના દિવસે જેતપુર-પાવી તાલુકાના વાઘવા ગામે ભરાય છે. આ મેળાનું નાયકા સમાજમાં ખૂબ જ મહત્વ છે. જે બહેનોને લગ્ન કર્યા પછી સંતાન પ્રાપ્તી ન હોય તેવી બહેનો તેમના પોતાના ગામના ચોખ્ખી વિદ્યાના જાણકાર એવા બડવાઓ પાસે સંતાન પ્રાપ્તી માટે પોતાના શરીરની બિમારી દૂર કરવાની વિધી કરાવ્યા પછી સંતાન પ્રાપ્ત માટે ખોળો ભરાવ્યો હોય અને તેમને સંતાનો થયા હોય તેવી બહેનો માતાજીને બેડિયું (ગરબો) ચડાવવા માટે આવે છે. તે વખતે બહેનો કુંભારના ઘરેથી એક નાની અને બીજી મોટી

એમ બે માટલીઓ લઈને આવે છે. માતાજીના મંદિરમાં જઈને તે બે માટલીયોઓનું બેડિયું કરી ઉપરની માટલી પર કોડીયામાં દીવો કરીને માતાજી આગળ ધરે છે. તે વખતે માતાજીની મૂર્તિ આગળ બે હાથ જોડીને બેસે છે. અને માતાજીને કહે છે કે '' હે માતાજી લગ્ન કર્યા પછી મારે ખોળે સંતાન ન હતું અને તમારી કૃપાથી મારે ખોળે છોકરો / છોકરીનો જન્મ થયો છે. મારુ વાંઝિયા મહેણું આપની કૃપાથી ટળ્યું છે. તમે મને  સુખી કરી છે. હું આજે તમને આ બેડિયું ચડાવી અને શ્રીફળ વધેરી તમારી માનતા પુરી કરૂ છું. એવા ભાવથી બહેનો ત્યાં બેડિયું ચડાવે છે. આજુબાજુના ગામડાના આદિવાસી સમાજના લોકો ત્યાં પાવો લઈને આવે છે. કુંડાળુ પાડીને (રાઉન્ડમાં) નાચે અને મનોરંજન કરે છે. સાંજે મેળામાં વેચાતી વસ્તુઓ ખરીદી લઈને પાવા વગાડતા વગાડતા ઘરે આવતા રહે છે. આમ નાયકા સમાજમાં આઠમના મેળાનું ખૂબ જ મહત્વ છે.

**ભંગુરિયો મેળો**

આદિવાસી વિસ્તારમાં હોળીનો તહેવાર અને તે સમયે આવતા મેળાનું ખૂબ જ મહત્વ છે. આ તહેવાર અને મેળાઓમાં મનોરંજન માણવા માટે વતન છોડીને મજુરીએ ગયેલા સ્થળાંતરિત લોકો હોળીનો તહેવાર અને મેળા માણવા માટે પોતાના ઘરે આવતા રહે છે અને આનંદથી મેળાઓ જોવા જાય છે.

નાયકા સમાજના લોકોમાં આ હોળીના તહેવાર નિમિતે આવતા મેળાઓનું ખુબ જ મહત્વ છે. નાયકા સમાજના લોકો પાસે ખેતીની જમીન ઓછી છે. તેથી આજીવિકા માટે એ સમાજના લોકો ગુજરાતના જુદા જુદા

વિસ્તારોમાં ખેત-મજૂરી માટે જતા રહે છે. હોળી આવતાં પહેલાં ખેતીનું કામ પૂરુ થઈ જાય છે. એટલે મોટા ભાગના સ્થળાંતર થયેલ વર્ગ હોળીમાં પોતાના ઘરે આવી જાય છે.

છોટાઉદેપુરમાં દર અડવાડિયે શનિવારના રોજ હાટબજાર ભરાય છે. હોળીનો તહેવાર ફાગણસુદ ૧૫ના દિવસે આવે છે. ફાગણ સુદ ૧૫ના દિવસ પહેલા જે શનિવાર આવે તે શનિવારના રોજ ભંગુરિયો મેળો ભરાય છે. આ ભંગુરિયા મેળામાં છોટાઉદેપુરની આસપાસના વિસ્તારોમાંથી લોકો મોટા ઢોલ અને વાંસળીઓ લઈને આવે છે. છોટાઉદેપુરમાં ભંગુરિયા મેળામાં નાચે છે. આ મેળામાં દરેક ગામોમાંથી લોકો ટોળેટોળા આવીને ભેગા થાય છે. આ દિવસે આખો દિવસ ભાઈઓ અને બહેનો બધા ભેગા મળીને કોઈપણ પણ પ્રકારના ભેદભાવ વગર વાંસળી અને ઢોલ વગાડતા જાય અને નાચે છે. આખો દિવસ મેળામાં નાચ્યા પછી તેઓ હાટ-બજારમાંથી હોળીનો તહેવાર કરવા માટે સાધન સામગ્રી લઈને ઘરે જાય છે.

આ મેળામાં નાયકા સમાજના લોકો સ્થળાંતર કરીને બહાર ગયેલ હોય અને તેમના સગા-સબંધીઓને મળવાનું બાકી હોય તો આ મેળામાં બધા એક સાથે ભેગા મળી મનોરંજન છે.

આ મેળામાં જે યુવાન અને યુવતીઓના લગ્ન કરવાની ઉંમર થઈ હોય પરંતુ સામ-સામે મનપસંદગીના પાત્રો ન મળતા હોય તેવા યુવાન-યુવતીઓ મેળામાં સ્વતંત્ર રીતે ફરતા હોય ત્યાં એક-બીજાના પરિચયથી તેઓ પોતપોતાને મન પસંદગીના પાત્રો શોધી કાઢે છે અને તેમના લગ્ન ગોઠવાઈ જાય છે.

કેટલીક્વાર યુવાન-યુવતીઓને પોતાને મનપસંદગીના પાત્રો મળી ગયા હોય અને તેઓ સામાજિક રીતે

લગ્ન કરવાની ઈચ્છા ધરાવતા હોય પરંતુ તે પાત્રોના મા-બાપ લગ્ન કરાવવાની ઈચ્છા ધરાવતા ન હોય તો તે બંને છોકરી-છોકરો પોતાની જાતે લગ્ન કરી લે છે, તેને અપહરણ કહેવામાં આવે છે. આમ નાયકા સમાજમાં ભંગુરિયા મેળાનું ખૂબ જ મહત્વ છે.

**લગ્ન પ્રસંગ**

આદિવાસી સમાજમાં લગ્ન પ્રસંગોમાં ઢોલીયાનું ખૂબ જ મહત્વ ગણવામાં આવે છે. નાયકા સમાજના લોકોમાં સામાન્ય રીતે પાંચ દિવસનું લગ્ન ગોઠવવામાં આવે છે. આ સમાજના કેટલાક લોકો ઢોલી તરીકેનો વ્યવસાય કરે છે. એટલે તેઓ અન્ય સમાજોમાં લગ્નોમાં ઢોલ વગાડવા માટે જાય છે.

જ્યારે પોતાના સમાજમાં લગ્ન હોય ત્યારે તેઓ પહેલા દિવસે જેને ત્યાં લગ્ન હોય ત્યાં આવી જાય છે. દરરોજ રાત્રિના સમયે સાંજે સમાજના બધા ભાઈ-બહેનો ભેગા થઈ જાય છે. ઘરની બાજુમાં કોઈ ખુલ્લી જગ્યામાં જઈને ઢોલીયા ટીમલી વગાડે છે. તેની આજુબાજુ બધા ભાઈ બહેનો ગોળ રાઉન્ડમાં ટીમલી નાચે છે. જેટલા દિવસ લગ્ન ચાલે તેટલા દિવસ દરરોજ ટીમલી નાચે છે.

જ્યારે એક ગામથી બીજા ગામે જાન જવાની હોય ત્યારે છોકરી પક્ષનું ગામ આવે ત્યાં સુધી ઢીમલી નાચતા નાચતા જાય છે. ત્યાં ગયા પછી લગ્ન વિધિ થયા પછી કન્યાની વિદાય આપે તે વખતે ઘરે આવતા આવતા પણ ટીમલી નાચે છે. આમ નાયકા સમાજના લોકો લગ્નમાં ટીમલી નાચીને મનોરંજન કરે છે.

## સમાજની ભાષા

નાયકા સમાજની કોઈ અલગ ભાષા નથી તેઓ જે વિસ્તારમાં રહે છે. ત્યાંના લોકો જે ભાષા બોલતા હોય તે જ ભાષા બોલે છે. છોટાઉદેપુર અને કવાંટ તાલુકાના નાયકા લોકો રાઠવી ભાષા બોલે છે. જેતપુર તાલુકાની ઉત્તર વિભાગની પટ્ટીના લોકો તે વિસ્તાર પ્રમાણે થોડીક અલગ ભાષા બોલે છે. બાકીના વિસ્તારના લોકો તળપદી ભાષા બોલે છે.

પંચમહાલ વિસ્તારના લોકો કંઈક અલગ ભાષા બોલે છે. આમ એક જ સમાજના લોકોમાં વિસ્તાર પ્રમાણે ભિન્નતા જોવા મળે છે.

## સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

નાયકા સમાજની ઓળખરૂપ કેટલીક વિશિષ્ટ આવડતો છે. તેઓ પરંપરાથી શિકાર કરવાનું કામ કરે છે. તેઓ, સસલા, શાહુડી, ખિસકોલી અને ગોહટી જેવા જાનવરો, લાવરી, તેતર, કબૂતર, હોલો, કાબર, હળિયો જેવાં પક્ષીઓનો શિકાર તીર-કામઠીથી કરે છે. તેઓ માછલાં પકડવામાં ખૂબ જાણીતા છે. ચોમાસાની ઋતુમાં જ્યારે નદી કોતરોમાં પાણી આવે ત્યારે તેઓ માછલાં પકડવાનું કામ કરે છે. તેઓ છીંઘીના સીમતરાંમાંથી સાવરણી બનાવવાનો પણ ધંધો કરે છે. તે ઉપરાંત તાડના ઝાડ પર તાડી પાડવાનું પણ કામ કરે છે. સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો આ પ્રમાણે છે.

## સંગીત વાદ્ય અને નાટ્યવેશો

### તંતુવાદ્યો

તંતુવાદ્ય એ વાદ્યના વિકાસનો બીજો તબક્કો છે. એની શોધ અને આંરભ વન્ય જીવન અને શિકાર સાથે જ સંબધ ધરાવે છે. શિકાર માટે માણસે હાથમાં પકડેલાં સાધનના સ્પ્રિંગ-એકશનથી ઘાતક એવા તીક્ષણ હથિયારને દૂર ફેકવાની યુક્તિમાંથી ધનુષ્ય અને બાણની શોધ થઈ. બાણ છોડવા માટે ધનુષ્યની તાંત તંગ થાય છે. ત્યારે એને છેડતા વિશિષ્ટ પ્રકારનો રણકતો ઉત્કટનાદ પ્રગટ થાય છે. તાંત ધ્રુજીને મૂળ સ્થિતિમાં આવે છે. ત્યારે એ ઉત્કટ નાદની શ્રુતિ નીચે આવતી જાય છે. શિકારી કે યોદ્ધા ખેંચાણ જોઈએ તેટલું છે કે નહિં તેની ખાતરી કરવા માટે તાંતને ખેંચીને છોડે છે. ત્યારે વિશિષ્ટ પ્રકારનો ધ્વનિ આપે છે. આવી ક્રિયા વારંવાર કરવાથી ધ્યાનમાં આવ્યુ કે બંને બાજુના છેડાઓ ચુસ્ત કર્યા પછીનો જે ટંકારનો નાદ છે. તે તાંતના એક છેડે આંગળી મૂકીને તાંતની લંબાઈમાં વધારો ઘટાડો કરવાથી મૂળ અવાજ પણ ઊંચો-નીચો જાય છે. આને આધારે જ તંતુની લંબાઈ જેમ ઘટે તેમ સ્વર ઊંચો આવે એ નિયમ જાણમાં આવ્યો. ક્રીડારૂપે આ રીતે ધનુષ્ય પર બે ત્રણ સ્વર વગાડવાનું શક્ય બન્યું. પરંતુ એનો અવાજ પ્રમાણમાં નાનો હોય તેને મોટો કરવા માટે ધનુષ્યના એક છેડે જેમાં ધ્વનિનું ગુંજન થઈ અવાજ પડઘાઈને મોટો બને એ માટેનું પાત્ર મૂકવામાં આવ્યું. આ રીતે તંતુ વાદ્યની શરૂઆત થઈ તે પછી જુદી જુદી જાતના તંતુવાદ્યોનો વિકાસ થયો.

## તંબુરો

તંબુરો એ તંતુવાદ્યનો એક પ્રકાર છે. આ તંબુરો બનવવા માટે પાકા વાંસના ડંડાને પસંદ કરવામાં આવે છે. સૌ પ્રથમ પાકો વાંસ પસંદ કરી તેને કાપવામાં આવે છે. ત્યારબાદ કરવત વડે કાપી યોગ્ય લંબાઈનો ટુકડો બનાવવામાં આવે છે. તેને તડકામાં સુકવવામાં આવે છે. આ ડંડો સુકાઈ ગયા પછી તેને કાચપેપરથી ઘસીને સુંવાળો કરવામાં આવે છે. ત્યાર બાદ આ ડંડાના એક છેડે બે કાંણા પાડવામાં આવે છે અને કાંણાંમાં લાકડાની ખૂટી નાખવામાં આવે છે. ત્યાર બાદ બીજા છેડે ડંડાની જાડાઈના માપનું કાંણુ પાડી તૂંબડો નાખવામાં આવે છે. ત્યાર બાદ તુંબડાના આગળના ભાગમાં કાંણું પાડવામાં આવે છે. ત્યાર બાદ તુંબડા નીચે લોખંડની ખીલી ડંડામાં લગાવવામાં આવે છે. તુંબડાના કાપેલા ભાગ પર બકરીનું ચામડું મઢીને તેના પર નાની ખીલીઓ ખોસવામાં આવે છે. જેથી તુંબડા પરથી ચામડુ આજુબાજુ ખસી ન જાય આ રીતે તૈયાર કર્યા પછી તેને કલર લગાડવામાં આવે છે. આ કલર સુકાઈ ગયા પછી તુંબડાની નીચે ડંડામાં ખીલી મારેલ હોય તે ખીલીઓને જોઈતા પ્રમાણમાં પાતળા તાર બાંધવામાં આવે છે. આ તાર પતરાની બનાવેલ ઘોડીના કાંણામાં પસાર કરી આ ઘોડીને તુંબડાના ચામડું ચડાવેલ ભાગ પર વ્યવસ્થિત ગોઠવીને તારને ઉપરના છેડે ગોઠવેલ ખીલીઓ અલગ અલગ બાંધવામાં આવે છે. ત્યાર બાદ ઉપરની ખીલીઓને ફેરવીને બાંધેલ તારને સરખી રીતે ખેચવામાં આવે છે. આ બંને તારને આંગળીના ટકોરા મારવાથી એક સરખો નાદ મળે છે. આ રીતે તૈયાર થયેલા વાદ્યને તંબુરો કહેવામાં આવે છે. આ તંબુરો ડબગર જાતિના લોકો બનાવે છે. આંગળીના ટેરવાથી તંગ કરેલો તાર છોડીને વગાડાય છે. લયબધ્ધ ટકોરાથી દાદરા, ટેરવા, દીપચંદી જેવા

તાલનો આધાર પણ મળે છે. સતત ગુંજતો તાર અને એમાંથી નિષ્પાદિત થતા સહાયક સ્વર કંઠ સંગીતને સ્વરતાલનો આધાર પૂરો પાડે છે. એનું પ્રવર્તન વિશેષતઃ ભજન- સંતવાણીમાં જોવા મળે છે. બે તારને બદલે ચાર તાર સુધીના તંબુરા પણ બની શકે છે. એના ચાર તાર ચંદ્ર સપ્તક અને મધ્યમ સપ્તકના ષડ્જ મધ્યમ કે પંચમમાં મેળવવામાં આવે છે. એના ગુંજારવથી બીજા સહાયક સ્વરો પણ જન્મે છે. ગાનારને પોતાના ષડ્જનું આખુ સપ્તક મળે છે. એ ગાનારના ષડ્જને જાળવી રાખે છે. ગાયનને બેસુરું બનતુ અટકાવે છે. સ્વરિત સ્વરનું વાતાવારણ રચે છે. આથી પ્રશિષ્ટ સંગીતમાં પણ એનું નિશ્ચત સ્થાન રહ્યું છે.

**શુષિર વાદ્ય**

લોકસંગીતના વાદ્યોનો ઉદ્‌ભવ અને વિકાસ આદિમ કાળના વન્ય જીવનમાં જ થયો છે. એની શોધમાં માણસને પ્રકૃતિનો નિકટનો પરિચય જ કામમાં આવ્યો છે. પ્રકૃતિમાં જ માણસે વિવિધ નાદનો અને લયનો અનુભવ કર્યો અને કાળક્રમે વહેતી હવા જ્યારે કોઈ ઢાળ પરથી થઈને વહેવા લાગે છે કે રણકતા પદાર્થો એકબીજા સાથે ટકરાય છે. ત્યારે વિવિધ પ્રકારના નાદ જન્મે છે. વન્ય જીવનમાં જ માણસે જોયું કે વાંસ જ્યારે સુકાય છે. ત્યારે એ વાંસમાં જીવડાએ કોરેલા જુદી જુદી જગ્યાના છિદ્રોમાંથી જ્યારે હવા પસાર થાય છે. ત્યારે જુદી જુદી ઉત્કટતા ધરાવતા નાદ મળે છે. આથી બંસરી બનાવવાની પ્રેરણા મળી અને તે પ્રાથમિક ગાળામાં જ વાદ્ય પ્રાપ્ત થયું. બંધિયાર નળાકારમાં એક છેડેથી વેગથી હવા ફૂંકવામાં આવે અને તે બીજા છેડેથી બહાર નીકળે ત્યારે વિશિષ્ટ નાદ મળે છે. એ વાંસળી જેવા પ્રારંભિક વાદ્યથી દૃષ્ટિમાં આવ્યું. આમાંથી જ હાડકાંની પોલી નળી અને

મૃત પશુનાં શિંગડામાંથી હવા ફૂકીને વગાડવાનાં વાદ્યોનો જન્મ થયો. શંખ જેવા સાધનમાં તો માણસને કુદરતે જ નિર્માણ કરેલું વાદ્ય મળ્યું. લોકવાદ્યોમાંથી પ્રશિષ્ટ સંગીતમાં હાર્મોનિયમ, માઉથ ઓર્ગન વગેરે વાદ્યો બન્યાં તેના પાયામાં પણ પ્રાથમિક તબક્કે સિધ્ધ થયેલાં હવા ફૂંકવાનાં લોકવાદ્યો છે.

**વાંસળી**

સુષિર વાદ્યનો મુખ્ય ઘટક તે પોલી વાંસળી. આ વાંસળી બનાવવા માટે સૌ પ્રથમ પાકો અને પોલો વાંસ પસંદ કરીને કાપવામાં આવે છે. આ વાંસળી બનાવવા માટેના વાંસને કોઈ પણ માસના અંધારિયા પક્ષમાં કાપવામાં આવે છે. ત્યારબાદ તેને સુકવવામાં આવે છે. સુકાઈ ગયા પછી તેને ધારદાર દાતરડી વડે યોગ્ય માપનો ટુકડો કાપવામાં આવે છે. આ ટુકડાને આરપાર કાંણો કરવા માટે શળિયો ગરમ કરીને આ ટુકડાની આરપાર પસાર કરવામાં આવે છે. તેથી વાંસની ગાંઠોવાળી જગ્યાએ વાંસની અંદર પડદા હોય તે તૂટી જાય છે. આરપાર એક શરખુ કાણું થઈ જાય છે. આ રીતે તૈયાર કરેલા વાંસના ટુકડાને એક છેૈડે ચાર ઈંચ જેટલી જગ્યા છોડીને શળિયો ગરમ કરી કાંણુ પાડવામાં આવે છે. આ કાંણાથી થોૅડે દૂર યોગ્ય જગ્યા છોડી બીજા ચાર કાંણા પાડવામાં આવે છે. ત્યાર બાદ તે છેડાને લાકડાની દટ્ટી બનાવીને તે કાણાંની અંદર નાખી બંધ કરવામાં આવે છે. આ રીતે તૈયાર કરેલા વાંસના ટુકડાને વાંસળી કહેવામાં આવે છે. આ વાંસળીને પોતાને મનગમતા કલરથી રંગવામાં આવે છે અને તેના છેૈડે નાનું કાંણું પાડીને કોઈ શો પણ લટકાવી શકાય છે.

### વાંસળી વગાડવાની રીત

આ વાંસળી વગાડતી વખતે પાંચ કાણાં પર બંને હાથની આંગળીઓ દબાવીને બીજા છેડે આવેલા એક કાંણાં પર મુખથી ફૂંક મારવામાં આવે છે. બીજી બાજુ આંગળીઓ ચાળવવામાં આવે છે. આ રીતે વાંસળી વગાડનાર વાંસળીમાં ફૂંકમારી પોતાના હાથની આંગળીઓને ઈશારે મધુર ગીતો ગાય છે.

### વાંસળી વગાડવાની શરૂઆત

ખાસ કરીને વાંસળી વગાડવાની શરૂઆત દશેરાના મેળાથી થાય છે. દશેરાના દિવસે પાવો વગાડવાનો છેલ્લો દિવસ છે. વાંસળી વગાડવાનો શરૂઆતનો દિવસ છે. એટલે દશેરાના દિવસે ગામોમાં તથા મેળામાં ઠેર ઠેર પાવો તથા વાંસળીના મધુર શૂર સાંભળવા મળે છે. દશેરાના દિવસે પાવો વગાડવાના શોખીન યુવાનો એક શરખા શૂરના પાવા વગાડી ટુકડી બનાવે છે. વાંસળી વગાડવાના શોખીન યુવાનો એક શરખા શૂરની વાંસળીઓ વગાડી ટુકડી બનાવે છે. આ રીતે ટુકડીઓ બનાવી યુવાનો અને યુવતીઓ નાચગાન સાથે દશેરાના મેળામાં જાય છે. ત્યાં પોતપોતાની ટુકડીમાં નાચે છે.

વાંસળી વગાડવાની શરૂઆત દશેરાના દિવસથી થાય છે. ત્યાર પછી યુવાનો જંગલમાં ઢોર ચરાવવા જાય ત્યાં ખેતરમાં કોઈ કામ માટે ગયા હોય ત્યાં અને ઘરે બેઠા કોઈ નવરાશના સમયે વગાડતા હોય છે. હોળીના મેળાઓ જેવા કે, ફાગણ સુદ-૧૧ના દિવસે તેલાવમાતાની ડુંગરીએ મેળો ભરાય છે. ત્યાં રાત્રે અને દિવસે દૂર દૂરથી આદિવાસી લોકો વાંસળી વગાડતા આવે છે. ત્યાં સ્નાન કરી માતાજીના દર્શન કરી વાંસળીઓ વગાડતા

વગાડતા ઘરે જાય છે. આ મેળો આદિવાસી નાયકા સમાજ માટે ખૂબ મહત્વનો ગણાય છે. આ મેળો પૂરો થયા પછી ઠેર ઠેર મેળાઓ ભરાય છે. આ દરેક મેળામાં વાંસળી અને મોટો ઢોલ લઈને આખા ગામના યુવાન -યુવતીઓ જાય છે. વાંસળીના શૂર અને ઢોલના તાલનો મેળ કરી તાલબંધ નાચીને મનોરંજન કરે છે, આમ આખો દિવસ મેળામાં નાચીને સાંજે નાચતા નાચતા ઘરે જાય છે.

વાંસળી એ મંગળકારી વાદ્ય છે. ઈંદ-પીઠોરાના મેળાઓમાં પણ વાંસળી વગાડવામાં આવે છે.

**વાંસળી સાચવવાની રીત**

લાંબી અને મોટી પાકી થઈને સુકાયેલ દૂધીના એક છેડા તરફનો ભાગ કાપી તેને અંદરના ભાગેથી સાફ કરીને ચૂલાની બાજુમાં લટકાવીને મૂકવામાં આવે છે. આ જગ્યાએ મૂકવાથી ચૂલાના ધૂમાડાને કારણે વાંસળીને કોરી ખાનારા જીવડાથી રક્ષણ મળે છે.

**પાવો**

પાવો એ શુશિર વાદ્યનો એક પ્રકાર છે. આ પાવો બનાવવા માટે પોલો અને પાકો વાંસ પસંદ કરવામાં આવે છે. આ વાંસ કોઈ પણ માસના અંધારિયા પક્ષમાં કાપવામાં આવે છે. ત્યાર બાદ તેને તડકામાં સુકવવામાં આવે છે. આ વાંસ સુકાયા પછી તેની જાડાઈ અને અંદરના પોલાણને ધ્યાનમાં રાખીને નાનો, મોટો કે મધ્યમ વર્ગનો પાવો બનાવવા માટે યોગ્ય પ્રમાણના માપના ટુકડા દાતરડીથી પાડવામાં આવે છે. ત્યાર બાદ વાંસની અંદરના પડદાને તોડવા માટે લાંબો શળિયો ગરમ કરીને આરપાર પસાર કરવામાં આવે છે. આ રીતે અંદરના પડદાને બાળીને

ખુલ્લો કર્યા પછી તેના એક છેડે દાતરડી વડે યોગ્ય પ્રમાણમાં ત્રાંસો કાપ મૂકીને સોબડુ બનાવવામાં આવે છે. આ સોબડાની ઉપરની બાજુએ સોબડાથી ઉપર ચોખંડી લંબચોરસ કાણું પાડવામાં આવે છે. તેને વાવરી કહેવામાં આવે છે. આ વાવરીની લાઈનમાં શળીયો ગરમ કરી બીજા ચાર કાણાં પાડવામાં આવે છે. ત્યાર બાદ સોબડામાં વાંસની હોપટી બનાવીને નાખવામાં આવે છે. આ રીતે તૈયાર કરવામાં આવેલ વાદ્યને પાવો કહેવામાં આવે છે. આ પાવાના શૂર તેના કદ પ્રમાણે તીણા, મોટા અને ઘેરા હોય છે.

**પાવો વગાડવાની રીત**

પાવાના સોબડાને મુખમાં મૂકી હવા ફૂંકવાથી પાવો વાગે છે. તેના કાંણાં પર આંગળીઓ મૂકી આંગળીઓને ચાળવીને ગીત ગાવામાં આવે છે. આ પાવો જેને શ્વાસ ઘુટતાં આવડતું હોય તેજ વ્યક્તિ આ પાવો વગાડી શકે છે. આ શ્વાસ ઘુટવાની પ્રક્રિયા એ બીજાને શીખવી શકાતી નથી પરંતુ પાવો વગાડતાં જ કુદરતી રીતે એ પ્રક્રિયા આવી જતી હોય છે.

**પાવો વગાડવાની શરૂઆત**

પાવો વગાડવાની શરૂઆત દીવાસાના દિવસથી જ થાય છે. દિવાસાના દિવસે પાવો વગાડવાના શોખીન લોકો પાવો વગાડી ને નાચગાન કરે છે. આ દિવસે ગામના યુવાન-યુવતીઓ ગામના પાદરે અથવા કોઈ ખુલ્લા મેદાનમાં ભેગા થાય છે અને ત્યાં યુવાન પાવા વગાડીને પાવામાં ગીતો ગાય છે. યુવતીઓ એકબીજાને પકડીને હાલડ બનાવી ગોળાકાર ફરતી જાય અને ગીતો ગાતી જાય છે. આમ યુવાન-યુવતીઓ વિરહના ગીતો ગાતાં

ગાતાં નાચ-ગાન કરે છે. દિવાસાનો તહેવાર પુરો થયા પછી યુવાનો ગોવાળ જાય ત્યાં પણ પાવો લઈને જાય છે. જંગલ તેમજ ડુંગરોમાં નાના મોટા પાવાના શૂર સંભળાય છે.

આસો સુદ ૧૦ના દિવસે દશેરાનો મેળો ભરાય છે. ત્યાં પાવો વગાડવાના શોખીન યુવાનો અને ગીતો ગાનારી યુવતીઓ નાચગાન કર્યા પછી વહેલી સવારે નાચ-ગાન કરતા કરતા ઘરે જતા રહે છે. દશેરાના દિવસ સુધી જ પાવો વગાડવામાં આવે છે. દશેરાના બીજા દિવસથી પાવો વગાડવાનું બંધ કરવામાં આવે છે.

**પાવો સાચવવાની રીત**

પાવાને સાચવવા માટે કોઈ નળાકાર પાત્ર જેવા કે પાકી અને સૂકાયેલી લાંબી મોટી દૂધીનો એક છેડો કાપીને તેને સાફ કરી પાવાને અંદર મૂકી ચૂલાની બાજુએ દોરી બાંધી લટકાવી દેવામાં આવે છે.

**શરણાઈ**

શરણાઈએ સુષિર વાદ્યનો એક પ્રકાર છે. આ શરણાઈ બનાવવા માટે ખાસ કરીને સિસમ કે સાગનું લાકડુ પસંદ કરવામાં આવે છે. ત્યાર બાદ તેની કરવત વડે યોગ્ય જાડાઈની સાઈઝ પાડવામાં આવે છે. નાની, મધ્યમ અને મોટી આકારની શરણાઈ માટે યોગ્ય માપના ટુકડા કરવતથી વહેરીને પાડવામાં આવે છે. ત્યાર બાદ તેને ઉતારવાના સાધન વડે ઉતારીને શરણાઈનો ઘાટ બનાવવામાં આવે છે. અંદરના ભાગને પણ પોલો કરવા માટે ઉતારવાના સાધન પર ગોઠવીને ફેરવીને અંદરના ભાગે ખાસ પ્રકારનું સાધન મૂકીને ગોળાકાર પોલાણ બનાવવામાં આવે છે. પાતળા ભાગ તરફ મશીન વડે ગોળાકાર રીંગ જેવો ભાગ બનાવવામાં આવે છે. એકબાજુ જાડો અને

પહોળો ભાગ બનાવવામાં આવે છે. શરણાઈની મધ્યમમાં લાઈનબંધ સાત કાંણાં પાડવામાં આવે છે. નીચેની બાજુ એક કાણું પાડવામાં આવે છે. આ રીતે લાકડામાંથી શરણાઈ બનાવવામાં આવે છે.

આ શરણાઈને વગાડવા માટે પીતળની બે ઈંચ જેટલી પાઈપ લેવામાં આવે છે. આ પાઈપના એક છેડા તરફ નાળિયેરની કાચલીનું ગોળાકાર ફૂદ્દુ બનાવીને તેને સળિયાથી કાણું પાડીને ગોઠવવામાં આવે છે અને તેના પર તાડના ગાભના તાડપત્રનું પીપીયું બનાવીને ફૂદડા ઉપર આવેલ નળીના ભાગ પર યોગ્ય રીતે દોરાથી બાંધવવામાં આવે છે. આ પીપીયાને શરણાઈના પાતળા ભાગ તરફ યોગ્ય રીતે ગોઠવવામાં આવે છે. આ રીતે શરણાઈ તૈયાર કરવામાં આવે છે.

આ શરણાઈ ખૂબ જ અનુભવી સુથાર જ બનાવી શકે છે. ગમે તે વ્યક્તિ બનાવી શક્તો નથી.

**શરણાઈ વગાડવાની રીત**

શરણાઈના પીપીયાને મુખમાં મૂકી બંને હાથોની આંગળીઓ કાંણાં પર મૂકી મુખ વડે પીપીયામાં હવા ફૂકીને શરણાઈ વગાડી શકાય છે. શરણાઈ વગાડનાર વ્યક્તિ મુખ દ્વારા પીપીયામાં હવા ફૂક્તો જાય છે. કાંણાં પર આંગળીઓ ચાળવીને જાતજાતના ગીતો ગાય છે.

શરણાઈ સાથે ઢોલ અને નગારાનો તાલ મેળ કરીને વગાડવાથી સારામાં સારુ સંગીત વગાડી શકાય છે. આ વાદ્યો માંગલિક વાદ્યો છે. તે લગ્ન, ઉત્સવ, તહેવારો, દેવોની પૂજાવિધીમાં અને મરણ પ્રસંગે વગાડવામાં આવે છે. એના નાદથી અનિષ્ટ તત્વો દૂર રહે છે. શુભ દૈવી તત્વોનું આગમન થાય છે, તેમ માનવામાં આવે છે. વાદ્યો

સાથે દેવ સ્વરૂપ અને પુરાકલ્પન સંકળાયેલા હોય છે.

### ઘાંઘરી

ઘાંઘરીએ શુશીર વાદ્યનો એક પ્રકાર છે. આ વાદ્ય બનાવવા માટે પાકા વાંસની આશરે ૭(સાત) ઈંચ જેટલી પાતળી ચીપ કાઢવામાં આવે છે. આ ચીપને તીક્ષ્ણ હથિયાર વડે કોતરીને વચ્ચેના ભાગને એકબાજુથી છૂટો પાડી બીજી બાજુ ચીપને જોડાયેલ રહેવા દેવામાં આવે છે. જે બાજુ જોડાયેલો ભાગ હોય તે બાજુ ત્રિકોણ આકારનો છેડો બનાવવામાં આવે છે. આ છેડા તરફ યોગ્ય પ્રમાણમાં કાપ મૂકી દોરો બાંધવા માટે નાચકુ બનાવવામાં આવે છે. બીજી બાજુ આ ચીપને કોરીને નાચકુ બનાવી તેમાં યોગ્ય માપનો દોરો બાંધવામાં આવે છે અને વચ્ચેની ચીપ જે છેડા તરફથી છૂટી પાડેલ હોય તે ચીપના છેડે મીણ ચોટાડી દેવામાં આવે છે. આ વચ્ચેની ચીપને ઘાંઘરીની જીભ કહેવામાં આવે છે. આ રીતે તૈયાર કરેલા વાદ્યને ઘાંઘરી કહેવામાં આવે છે.

### વગાડવાની રીત

આ ઘાંઘરીનો નાચકા બાજુના છેડાને યોગ્ય રીતે મોઢાના હોઠ પર ગોઠવીને એક હાથે દોરાનું નાચકુ પકડવામાં આવે છે. બીજા હાથે બીજા છેડે બાંધેલ દોરાને ચાળા પ્રમાણે ખેંચીને મુખથી હવા ફૂંકવામાં આવે છે. અને તેમાંથી ગીતો ગાવામાં આવે છે. આ ઘાંઘરી નવરાશના સમયે યુવાનો ભેગા થઈ બે-ત્રણ ઘાંઘરીઓના શૂરના તાલ મેળવી ગીતો ગાય છે. આ વાદ્ય ખાસ કરીને ઉનાળો તેમજ શિયાળાની ઋતુમાં વગાડે છે. જ્યારે

ઘાંઘરી વગાડવાના શોખીનો રસ્તામાં એકલા જતા હોય ત્યારે પોતાનો રસ્તો કાપવા માટે ઘાંઘરી વગાડતો વગાડતો જાય છે. ગોવાળિયાઓ ઢોર ચરાવવા જાય છે. ત્યારે તેઓ પોતાની સાથે ઘાંઘરી લઈ જાય છે. અને બધા ગોવાળો ભેગા મળી ઘાંઘરી વગાડી ગીતો ગાતા હોય છે.

**ચર્મવાદ્યો**

**મોટો ઢોલ**

લોકવાદ્યો ક્ષેત્રે સ્વરવાદ્યોની જેમ તાલવાદ્યોનું કુળ પણ વૈવિધ્યપૂર્ણ છે. લોક સંગીત નો અનુબંધ વિશેષતઃ નૃત્યુ સાથે રહ્યો છે. સંગીત અને નૃત્ય લય છે. તેથી તાલ વગર ન ચાલે સ્વરતો માનવ કંઠ પણ આપે, પરંતુ તાલ માટે તો માનવ ઉપરાંત અન્ય સાધનોની અપેક્ષા રહે છે. કોઈપણ લોકનૃત્ય માટે કોઈપણ પ્રકારનો ઢોલ તો વાગે જ. સ્વરની જેમ તાલ માટે પણ નાદ જોઈએ, સ્વર માટે એક નાદ અને એના અસંખ્ય વૈવિધ્યસભર રૂપો જોઈએ. આથી સ્વર વાદ્ય  વિવિધ સ્વરો આપે છે. પરંતુ તાલવાદ્ય મુખ્યત્વે નિશ્ચિત એવો એક જ સ્વર આપે છે. આ સ્વર, સ્વર વાદ્યમાં જેમ હવા અને ઘર્ષણથી મેળવવામાં આવ્યા તેમ તાલવાદ્યમાં પણ બંધ હવાનો ઉપયોગ છે. ત્યાં તાલવાદ્યમાં લાકડાના, માટીના કે ધાતુના સાંકડા મોઢાના અને પહોળા મોઢાવાળા અથવા તો કુંડાના આકારના કે નળાકાર એવા સાધનમાં ઉપરથી ચામડુ મઢીને અંદરના ભાગમાં હવાને નિબંધ કરવામાં આવે છે. ઉપર મડેલા ચામડાના ચુસ્ત આવરણ પર આઘાત કરવાથી સાધનમાંની નિબંધ હવામાં આંદોલન જન્મે છે અને તે વિશિષ્ટ ગુંમરવ સાથેનો નાદ આપે છે.

પાત્રનું મોં જો પેટના પ્રમાણમાં ખૂબ સાંકડુ અને હથેળીથી દબાવી શકાય એવું હોય તો ઉપર ચામડુ મઢવાની પણ જરૂર પડતી નથી. માત્ર હથેળીથી અંદરની હવાના દબાણમાં વધારો -ઘટાડો કરી શકાય અને પાત્ર ઉપરના ટકોરાથી રણક્તો નાદ મેળવી શકાય છે. ઘટ અને માણ આ પ્રકારના વાદ્યો છે.

બીજો પ્રકાર છે. તે ઘર્ષણનો લાકડાની પટ્ટીઓ, છીપ, કાચલી, ચિનાઈ માટી કે પકવેલી માટીના ટુકડા, આરસ જેવા પથ્થરના સ્તરની કપચી, ધાતુ વગેરે જે એવા પદાર્થો છે. જે પારસ્પારિક ટકરાવ-ઘર્ષણથી રણકતો નાદ આપે છે. આને આધારે લોકસંગીતનાં તાલનાં ધનવાદ્યો બન્યા છે.

આમ લોક વાદ્યોના પણ બે પ્રકાર બન્યા છે. (૧) અવન્દ્ર તાલવાદ્યો અને (૨) ઘન તાલવાદ્યો અવન્દ્ર તાલવાદ્યોમાં બંધિયાર હવાની ઉપરની ચુસ્ત સપાટી પરના આઘાત નાદ જન્માવે છે. ઘનતાલવાદ્યોમાં બે રણકતા પદાર્થ એકબીજા સાથે ટકરાતાં નાદ આપે છે. ઢોલ, ઢોલક, ઢોલકી, તબલા, નગાંરા વગેરે જેમની ઉપરની સપાટી ચામડાથી મઢેલી હોય છે. તેવાં અને જેમની ઉપરની સપાટી સાંકડી અને ખુલ્લી હોય તેવા ઘટ અને માણ અવન્દ્ર તાલવાદ્યો છે. અને ખંજરી, મજીરા, ઝાંઝ અને કરતાલ વગેરે ઘન તાલવાદ્યો છે. એમાં પદાર્થોના પારસ્પારિક ટકરાવ નાદ આપે છે.

આ પ્રકારનાં તાલવાદ્યો નાયકા સમાજના લોકોમાં પ્રસંગોપાત ખૂબ જ પ્રચલિત છે. જેની બનાવટ અને ઉપયોગિતા નીચે પ્રમાણે છે.

**મોટો ઢોલ**

**મોટો ઢોલ બનાવવા માટેની સામગ્રી**

-ઝાડની પસંદગી- બેડો, બીયો, આંબો, સેવન અને સાગ વગેરે

-સમયઃ કોઈપણ સમય (રાત કે દિવસ)

- કાપવાની રીત

-બનાવવાની રીત

**સાધન**

- આડિયું -લંબાઈ માપવાનું સાધન
-કોસ (ધરી) - વાંસલો
- ગીરમટ - ફરશી
-રન્ધો -ચામડું (બકરીનું)
- વાંસની પટ્ટી -રાસ (દોરડુ)
-ઉગણ

મોટો ઢોલ બનાવવા માટે સૌ પ્રથમ કયા ઝાડના લાકડાનો ઢોલ સારો બને છે તેની પસંદગી કરવામાં આવે છે. આ ઢોલ બનાવવા બેડો, બીયો, આંબો, સેવણ અને સાગ વગેરે ઝાડને પસંદ કરવામાં આવે છે. આ ઝાડ પસંદ કર્યા પછી ઝાડને કાપવાની તૈયારી કરવામાં આવે છે. આ ઝાડને કાપવા માટે ખાસ ગુરૂવાર કે રવિવાર ના

દિવસો પસંદ કરવામાં આવે છે. તે દિવસે ઝાડને કાપતાં પહેલા જે લોકો ઝાડ કાપવા માટે ગયા હોય તે પસંદ કરેલા ઝાડ પાસે ભેગા થાય છે. ત્યાં દારૂ અને મરઘુ અથવા શ્રીફળ લઈ જાય છે. અને ત્યાં જઈને ઝાડના થડમાં મરઘુ મારી દારૂની શાખ પાડી અગરબતી સળગાવી વિધિ કરવામાં આવે છે ત્યાર બાદ કુહાડાથી ઝાડને કાપવામં આવે છે. આ ઝાડને કાપ્યા પછી યોગ્ય માપનો ટુકડો આડિયાથી વ્હેરીને બનાવવામાં આવે છે. ત્યાર બાદ તેને ઘરે લઈ આવે છે. તેને યોગ્ય પ્રમાણમાં સુકાવા દેવામાં આવે છે. સુકાયા પછી તેને મોટો ઢોલ બનાવવાનો અનુભવ હોય તેવા સુથારને બોલાવવામાં આવે છે. સુથાર, વાંસલો, આડિયું, ગીરમટ ધરી (કોસ) ફરસી અને રન્ધો વગેરે સાધનોનો ઉપયોગ કરી લાકડાના ટુકડાને કોચીને સરસ મજાનું પોલાણ વાળો પીપ જેવા આકારનો નળો બનાવે છે. ત્યાર બાદ તેની અંદર-બહાર રન્ધો લગાડીને આ ઢોલને લીસો બનાવે છે. આ રીતે તૈયાર કરેલા લાકડાને કાઠુ કહેવામાં આવે છે. કાઠુ તૈયાર થયા પછી તેને મઢવા માટે બકરીનું ચામડું લાવે છે. ત્યાર બાદ જેને ઢોલ ચડાવવાની આવડત હોય તેવા માણસને બોલાવવામાં આવે છે. તે વ્યક્તિ સૌ પ્રથમ ચામડાને પાણીમાં બોળે છે. ત્યાર બાદ ચામડાને જમીન પર પાથરીને તેને ખેંચીને ચારે બાજુ લાકડાની ખીલીઓ મારવામાં આવે છે. પછી તેને બ્લેડ વડે ચામડું ન કપાય તે રીતે વાળ સાફ કરવામાં આવે છે. વાળ સાફ કર્યા પછી તેને ફરીવાર પાણીમાં નાખીને કપડાની જેમ ધોવવામાં આવે છે. ત્યાર બાદ તેને થોડીવાર તડકામાં સુકવવામાં આવે છે. પછી ફરીવાર તેને જમીન પર પાંથરી ઢોલના માપની વાંસની પટ્ટીની બનાવેલ કુંડાળી તેના પર મૂકી યોગ્ય માપ લઈ બાકીનું ચામડુ બ્લેડ કે કાતર વડે કાપી નાખવામાં આવે છે. ત્યાર બાદ ચારે બાજુના ચામડાને યોગ્ય રીતે કુંડાળીમાં

ખોસીને પડદો તૈયાર કરવામાં આવે છે. તેને 'પડી' કહેવામાં આવે છે. આ રીતે ઢોલના બંને બાજુના માપની અલગ અલગ બે પડીઓ તૈયાર કરવામાં આવે છે. ત્યાર બાદ ઢોલની ડાબી બાજુની પડીના અંદરના ભાગમાં મીણ અથવા (ઉગણ) લગાડવામાં આવે છે. જેથી જમણી બાજુ વગાડતાં તીણો અવાજ આવે અને ડાબીબાજુ વગાડતાં ઘેરો અવાજ આવે. આ રીતે તૈયાર કરેલ બંને પડીઓને ઢોલના બંને બાજુના મોડીયા પર મૂકી તેને ચુસ્ત રીતે ગોઠવવા માટે યોગ્ય પ્રમાણમાં શૂળાથી આ બંને પડીઓને કાંણાં પાડવામાં આવે છે. ત્યાર બાદ તેમાં દોરડુ પસાર કરી આખા ઢોલની ચારે બાજુ બંને પડીઓને જોડી દેવામાં આવે છે. ત્યાર બાદ બંને પડીઓને શરખી બેસે તે રીતે દોરડાને ખેંચવામાં આવે છે. આ રીતે ખેંચીને તૈયાર કર્યા પછી ઢોલને ચડાવવા-ઉતારવા માટે દોરીની કડીઓ બાંધવામાં આવે છે. તેને કરહણાં કહેવામાં આવે છે. જ્યારે ઢોલ વગાડવા માટે તૈયાર કરવાનો હોય ત્યારે આ કરહણાંને યોગ્ય રીતે ખેંચીને ચડાવવાથી ઢોલનો રણકાર વધારે અને સારો આવે છે. આ રીતે તૈયાર કરેલ ઢોલને મોટો ઢોલ કહેવામાં આવે છે. આ ઢોલ તૈયાર થયા પછી જ્યારે તેને વગાડવાનું મુહૂર્ત કરવામાં આવે તે વખતે આ ઢોલને મૂકીને મરઘુ મારી તેની પડીઓને લોહીના ટીપાથી પૂજા કરવામાં આવે છે. મહૂડાના દારૂની શાખ પાડી પૂજા કરવામાં આવે છે.

આ મોટો ઢોલ હોળીના તહેવારોમાં આવતા મેળાઓમાં અને ઈંદ-પીઠોરાના મેળાઓમાં તેમજ લગ્ન પ્રસંગો અને ઉત્સવોમાં વગાડવામાં આવે છે. આદિવાસી નાયકા સમાજના લોકો આ વાદ્યને પરંપરાઓથી માંગલિક અને પવિત્ર વાદ્ય તરીકે માને છે.

## નાનો ઢોલ

### નાનો ઢોલ બનાવવા માટેની સામગ્રી

-ઝાડની પસંદગી- આંબો, સેવન, સાગ વગેરે
- સમય -કોઈ પણ સમય
- કાપવાની રીત
-સુકવવાની રીત
-બનાવવાની રીત

## સાધનો

૧. આડિયુ
૨. માપ પટ્ટી
૩. ગીરમટ
૪. ફરસી
૫. ઉતારવાનું મશીન
૬. ચામડુ

૭. દોરી

૮. મીણ

નાનો ઢોલ બનાવનાર કોઈ ચોક્કસ મિસ્ત્રી હોય છે. તેઓ ખાસ કરીને આંબો, સેવ અને સાગ વગેરે લાકડાને પસંદ કરીને તેની ખરીદી કરે છે. અને પોતાને ત્યાં કારખાનામાં ઉપરોક્ત બતાવેલ સામગ્રીનો ઉપયોગ કરીને ઢોલનું કાઠુ તૈયાર કરે છે. આદિવાસી નાયકા સમાજમાં આ ઢોલનું ખૂબ જ મહત્વ છે. તેઓ પોતે મંડળી બનાવીને ડોલીયાની મંડળી બનાવે છે. તેઓ ઢોલ વેચનારા ''ડબઘર''ની દુકાને જાય છે. અને ત્યાં જઈને પોતાને મનપસંદ લાકડાનો ઢોલ પસંદ કરીને ડબઘર પાસે ઢોલ તૈયાર કરાવે છે. અને તેની કિંમત ચૂકવી લઈ આવે છે.

આ નાના ઢોલ સાથે શરણાઈ પણ ખરીદવામાં આવે છે. આ વાદ્યો સાથે આદિવાસી નાયકા સમાજના લોકો ઢોલીયાની મંડળી તૈયાર કરે છે.

**ઉપયોગઃ**

આ નાના ઢોલનો ઉપયોગ (૧) શુભ પ્રસંગમાં અને (૨) અશુભ પ્રસંગમાં થાય છે.

(૧) શુભ પ્રસંગ- લગ્ન, તહેવારો, મેળાઓ, ઈંદ-પીઠોરાના મેળાઓમાં

**લગ્નઃ**

આદિવાસી નાયકા સમાજમાં જ્યારે લગ્નની શરૂઆત થાય છે. ત્યારે ઢોલ વગાડીને તેની શુભ શરૂઆત

કરવામાં આવે છે. લગ્નના શરૂઆતના દિવસે વર કે કન્યાને પીઠીએ બેસાડતા પહેલા ધરતી માતાનું પૂંજન કરવામં આવે છે. તે વખતે સૌ પ્રથમ ઢોલીયાના વાજિંત્રોને આંગણામાં મૂકી વર કે કન્યા તેને વધામણું કરી કંકુ ચોખાનો ચાંદલો કરે છે. અને ત્યાર બાદ ઢોલ વગાડવામાં આવે છે. અને વર કે કન્યાને સ્નાન કરાવી ઘરના આંગણામાં ગામનો પૂજારો કંકુ, ચોખા, હળદર વગેરેની ચોરી બનાવી ધરતી માતાની પૂજા કરવાની વિધિથી લગ્નની શરૂઆત કરે છે. ત્યાંથી લગ્ન પૂરા કરી કન્યાને વિદાય આપવાની વિધિ સુધી ઢોલીયા ઢોલ વગાડે છે.

આમ લગ્નમાં થતી દરેક પ્રકારની વિધિમાં ઢોલીયા વિધિને અનુરૂપ ઢોલ વગાડી પ્રસંગને શોભાવે છે. અને લગ્ન દરમિયાન સમાજના લોકોને નાચગાન કરાવી મનોરંજન કરાવવા માટે ઢોલ વગાડવામાં આવે છે. આ રીતે નાયકા સમાજના લગ્નમાં ડોલનું ખૂબ જ મહત્વ છે.

તહેવારઃ

હોળી, અખાત્રીજ, દિવાલી અને દિવાસો જેવા તહેવારોમાં ઢોલીયાની મંડળી પોતાના બાંધેલા ગામડાઓમાં ઘરે ઘરે ફરીને ઢોલ વગાડે છે. અને અનાજ તથા પૈસા ઉઘરાવે છે. આ રીતે તહેવારોમાં ઢોલ વગાડી આખા ગામના લોકોને મનોરંજન કરાવે છે.

**મેળાઃ**

હોળીના તહેવાર નિમિતે દેવહાંટ, ઝોઝ, છોટાઉદેપુર, કવાંટ, જેતપુરપાવી, ડુંગરવાંટ, તેલાવમાતા અને

રાયસીંગપુરા વગેરે જગ્યાઓએ મેળા ભરાય છે. ત્યાં દરેક મેળાઓમાં આસપાસના ગામોના ઢોલીયા નાના ઢોલ લઈને જાય છે. અને મેળામાં ઢોલ લગાડી લોકોને નચાવી મનોરંજન કરાવે છે. આમ મેળાઓમાં ઢોલ વગાડી મનોરંજન કરે છે.

**ઈંદ-પિઠોરાની બાધામાંઃ**

જ્યારે ગામમાં બધા લોકો સુખી હોય, દરેકના ઘરમાં સારુ અનાજ પાકતુ હોય ગામની ખેતીવાડી સમૃદ્ધ હોય અને ગામના દરેક ઘરમાં પશુઓ બિમાર ન પડતા હોય ત્યારે ગામના બદા લોકો ભેગા થઈને ફંડ-ફાળો અને અનાજ ભેગુ કરીને ગામમાં ગામસાય ઈંદના જુવારા વાવે છે. આ જુવારા નવમાં દિવસે વરાવી દે છે. તેમાં નવેનવ દિવસ નાયકા સમાજના લોકો ઢોલવાજા વગાડે તેમજ કુંવારીઓની બાધામાં પણ નાયકા સમાજના ઢોલીયાઓ ઢોલ વગાડે છે.

**અશુભ પ્રસંગ**

આદિવાસી નાયકા સમાજમાં કોઈ વ્યક્તિનું મરણ થયુ હોય ત્યારે તરત જ ઢોલીયાઓને બોલાવે છે. ત્યાં આવીને ઢોલીયા મરણનો ચાળો વગાડે છે. તેથી આખા ગામના લોકોને ખબર પડે કે આપણા ગામમાં કોઈકનું મરણ થયું છે. તેથી આખા ગામના લોકો જેના ઘરે મરણ થયુ હોય ત્યાં પહોંચી જાય છે. અને તેની અંતિમ વિધિની તૈયારીમાં લાગી જાય છે. મરણના ઢોલ અલગ પ્રકારના ચાળાથી વગાડવામાં આવે છે. તેથી નજીકના

ગામોના લોકોને પણ તેની  ખબર પડે છે. તેથી બીજા ગામડાઓમાં રહેતા સગા-સબંધી પૂછપરછ કરીને સમયસર આવી જાય છે. નાયકા સમાજના લોકોમાં કોઈ નજીકના સગાસબંધીને ત્યાં મરણ થયુ હોય તો ઢોલીયા લઈને જવાનો રિવાજ પરંપરાઓથી ચાલતો આવે છે. તેથી સગાસબંધઈઓ પણ મરણમાં ઢોલીયા લઈને આવે છે. આ રીતે બધા સગા-સબંધીઓના આવી ગયા પછી સ્મશાન યાત્રામાં બધા ઢોલીયા ઢોલવગાડતા વગાડતા સ્મશાન સુધી જાય છે. અને સ્મશાન વિધિ પૂરી થાય પછી બધા ઢોલીયા પોતપોતાના ઘરે જતા રહે છે. આમ નાયકા સમાજમાં મરણમાં પણ ઢોલનું ખૂબ જ મહત્વ માનવામાં આવે છે.

**ઢાંક**

૧. લાકડાની પસંદગી-
-સાગ, સાગણ, સેવેન,
૨. કાપવા માટેની વિધિ
૩. બનાવવાની રીત
૪. સાધનોઃ-
- કુહાડી
-આડિયુ

-ફરશી
-વાંસલો
-વિઝણો
-ચામડુ (બકરીનું)
- દોરી
- વાંસની પટ્ટી
- ઉગણ

ઢાક બનાવવા માટે પ્રથમ જે લાકડાની ઢાક સારી વાગતી હોય અને લાકડુ ટકાઉ અને ઘડવામાં શરળ હોય તેવું ઝાડ પસંદ કરવામાં આવે છે. ખાસ કરીને સાગ, સાગણ,સેવન વગેરેમાંથી કોઈ એક ઝાડને પસંદ કરવામાં આવે છે. ઝાડ પસંદ કર્યા પછી કોઈ સારો વાર પસંદ કરી ઝાડ કાપવાનું નક્કિ કરે છે. આ ઝાડ કાપતાં પહેલાં ત્યાં મરઘુ મારી દારૂની શાખ પાડી ઝાડની પૂજા-વિધિ કરે છે. ત્યાર પછી ઢાક બનાવવા માટે યોગ્ય હોય તેવા ભાગને કાપે છે અને ઢાક બનાવવાના માપનું લાકડુ કાપીને ઘરે લઈ આવે છે. ત્યાર બાદ આ લાકડાને અધસૂકુ સૂકવવા માટે તડકામાં સૂકાવા દેવામાં આવે છે. આ લાકડુ યોગ્ય પ્રમાણમાં સુકાઈ ગયા પછી જે સુથારને ઢાક બનાવવા નો અનુભવ હોય તેવા સુથારને બોલાવે છે. સુથાર તે લાકડાને આડીયા વડે બંને બાજુના છેડા કાપીને ઢાક બનાવવાનું લાકડુ તૈયાર કરે છે. પછી તે લાકડાના મધ્યમાં ચારે બાજુ

આડિયા વડે વહેરે છે. અને ત્યાર બાદ તે વચ્ચેના ભાગને ફરશી અને વાંસલા વડે ઘડી કાઢે છે. અને ડમરુ જેવા આકારનું કાઠુ તૈયાર કરે છે. ત્યાર પછી તે ફરસીથી અંદરના બંને ભાગને કોરી કાઢે છે. અને અંદરના ભાગને પૂરેપુરો સાફ કરવા માટે નાની વિજણીનો ઉપયોગ કરી પૂરેપૂરુ સાફ કરી નાખે છે. આ રીતે નાના-મોટા હથિયારોનો ઉપયોગ કરી ઢાક બનાવવામાં આવે છે. જેને ઢાંકનુ કાઠુ (ખોખુ) કહેવામાં આવે છે.

**ઢાકને ચામડુ મઢવાની રીતઃ**

સૌ પ્રથમ બકરીનું ચામડુ લાવવામાં આવે છે. પછી તે ચામડાને પાણીમાં ડૂબાડી દેવામાં આવે છે. તેથી ચામડુ નરમ થઈ જાય છે પછી તેને જમીન પર પાથરીને ખેંચીને લાકડાની ખીલીઓ મારવામાં આવે છે. પછી તેને બ્લેડ વડે વાળ કાપવામાં આવે છે. ત્યાર બાદ તેને પાણીમાં નાખી સાફ કરવામાં આવે છે. પછી તેને થોડીવાર તડકામાં સુકવવમં આવે છે. સુકવ્યા પછી ફરીવાર જમીન પર પાંથરી ઢાકના માપની વાંસની પટ્ટીની કુંડળી બનાવી તેના પર મૂકીને વધારાનું ચામડુ બ્લેડ વડે કાપી નાખીને બાકીનું ચામડુ કુંડળીમાં ખોસીને પડી બનાવવામાં આવે છે. આ રીતે બે પડીઓ તૈયાર કરવામાં આવે છે. આ ઢાકના બંને બાજુના મોઢિયાની પહોળાઈ શરખી હોય છે. તેમાં જમણી બાજુની પડીન અંદરના ભાગમાં ઉગણ લગાડવામાં આવે છે. ત્યાર બાદ બંને પડીઓને ઢાકના મોઢિયા પર સામ-સામે વ્યવસ્થિત ગોઠવવામાં આવે છે ત્યાર બાદ બંને પડીઓની સામ-સામે શૂળા વડે બંને પડીઓની કુડળીઓમાં કાંણાં પાડવામાં આવે છે. આ રીતે પડીઓની ચારે બાજુ શરખા માપથી કાંણાં પાડવામાં આવે છે. ત્યાર બાદ આ બંને પડીઓના કાંણામાંથી દોરી પસાર

કરી બંને પડીઓને બાંધવામાં આવે છે. આ રીતે ઢાક તૈયાર થયા પછી તેને વગાડવા માટે આંબલીના લાકડાનું ડીંડીયું બનાવવામાં આવે છે. આ રીતે તૈયાર કરેલ ઢાકને વગાડતાં પહેલાં કોઈ દેવના સ્થાર આગળ મૂકી મરઘુ, દારૂની શાખ આપી ડીંડીયા વડે વગાડવામાં આવે છે.

**ઢાકનો ઉપયોગઃ**

આ ઢાકએ દેવી-દેવતાઓનું વાદ્ય છે. તેનો ઉપયોગ ચોખી વિદ્યાના જાણકાર બળવાઓ કરે છે. જ્યારે ગામમાં ગામસાઈ ઈંદના જુવારા વાવે છે ત્યારે બળવો ૯ દિવસ સુધી ઢાક વગાડીને ગોયણું કરે છે. જ્યારે કુંવારીઓની માનતા કરવામાં આવે છે ત્યારે બળવો ઢાક વગાડીને દેવોનું ગોયણું કરે છે. અને બાધા વાળે છે. તેમજ પાણગુ કરે છે. ત્યારે બળવો ઢાક વગાડી દેવતાઓનું ગોયણું કરે છે. આમ ઢાક એ આદિવાસી દેવી-દેવતાઓને રિઝવવા માટેનું વાદ્ય છે.

**માંદલ**

**માંદલ બનાવવા માટેની સામગ્રી**

૧. ઝાડની પસંદગી- બેડો, બિયો, આંબો, સેવનઅને સાગ

૨. સમય-કોઈપણ સમય

૩. કાપવાની રીત

૪. સુકવવાની રીત

૫. બનાવવાની રીત

**૬. સાધન**

-આડિયુ

-માપવાનું સાધન

- ગીરમટ

- વાંસલો

-ફરશી

- ઉતારવાનું મશીન

- ચામડુ, બળદનું

-દોરી

-મકાઈનું ભેડકું

માંદલ બનાવવા માટે સૌ પ્રથમ જે ઝાડનો માંદલ સૌથી સારો વાગતો હોય તેવા ઝાડોને પસંદ કરવામાં આવે છે. બીયો, આંબો, સાગ, સેવન વગેરે વૃક્ષો માંદલ બનાવવા માટે ઉત્તમ ગણાય છે. આ ઝાડોમાંથી જે ઝાડ મળી આવે તે ઝાડની પસંદગી કરવામાં આવે છે. આ ઝાડની પસંદગી કર્યા પછી રવિવાર કે ગુરૂવારના દિવસે એ ઝાડ કાપવાનું નક્કી કરે છે. પછી તેઓ ઝાડ કાપવા જાય તે દિવસે ઝાડને કાપતાં પહેલાં તે ઝાડને મરઘુ અને

મહુડાના દારૂની શાખ પાડી તે ઝાડને કંકુનો ચાંદલો કરી પાંચવાર તેને હાથ જોડીને પગે લાગે છે. અને પછી તે ધરતી માતાને પગે લાગીને કુહાડા વડે પોતાને જે ભાગની જરૂર છે. તેટલા ઘેરાવાવાળા ભાગને કાપે છે. અને બાકીના ઝાડને તે રહેવા દે છે. આ ઝાડને કાપ્યા પછી તે પોતાને જરૂર હોય તેટલા ભાગને કુહાડા વડે અથવા આડિયા વડે કાપીને પોતાના ઘરે લઈ આવે છે. ત્યાર બાદ લાકડાના એ ટુકડાને થોડા દિવસ તડકામાં સુકાવા દેવામાં આવે છે. જ્યારે પોતાને લાગે કે હવે લાકડુ યોગ્ય પ્રમાણમાં સુકાઈ ગયેલ છે. ત્યારે તે માંદલ બનાવવાની શરૂઆત કરે છે.

માંદલ બનાવવા માટે સૌ પ્રથમ લાકડાના ટુકડાને જેટલા માપનો માંદલ બનાવવાનો હોય તેટલા ભાગને બંને બાજુના છેડા આડિયાથી કાપીને શરખા કરવામાં આવે છે. ત્યાર બાદ તેમાં ગર્ભના ભાગમાં ગીરમટથી કોરવામાં આવે છે.  આ રીતે વચ્ચેના ગર્ભ ભાગમાં નજીક નજીક ગીરમટથી કોરીને આખા લાકડાના ગર્ભના ભાગને કોરી કાઢવામાં આવે છે. ત્યાર બાધ ધરી વડે તેને ગર્ભના બાગને કોરવામાં આવે છે. આખુ લાકડુ કોરી કાઢયા પછી તેને ફરસી અને વાંસલા વડે કોરીને અંદરના ભાગને શરખો કરવામાં આવે છે. ત્યાર બાદ અંદરના ભાગમાં થોડા ધુમ્મટની રીતે કોચવામાં આવે છે. ત્યાર બાદ જમણી બાજુના ભાગનો વ્યાસ પહોળો અને ડાબી બાજુનો વ્યાસ થોડો સાંકડો રહે તે રીતે વ્યવસ્થિત ઘાટ ઘડવામાં આવે છે. અંદરનો ભાગ બરાબર ઘડાઈ ગયા પછી તેને અંદરના ભાગે રન્ધો લગાડીને લીસો કરવામાં આવે છે અને ત્યાર બાદ બહારના ભાગને રન્ધા વડે શરખો કરવામાં આવે છે. આ રીતે તૈયાર કર્યા પછી તેને કાઠુ અથવા ખોખુ કહેવામાં આવે છે. કાઠુ તૈયાર થયા પછી તેને મઢવા માટે બળદ અથવા ગાયનું ચામડુ લાવવામાં આવે છે. ત્યાર બાદ જેને માંદલ ચડાવવાનો અનુભવ

હોય તેવા માણસને બોલાવવામાં આવે છે. તે વ્યક્તિ સૌ પ્રથમ ચામડાને પાણીમાં બોળે છે. ત્યાર બાદ ચામડુ નરમ થયા પછી તેને જમીન પર પાથરવામાં આવે છે. અને તેને ખેંચીને ચારે બાજુ લાકડાની ખીલીઓ મારવામાં આવે છે. ત્યાર બાદ બ્લેડ વડે ચામડાના વાળને સાફ કરવામાં આવે છે. વાળ સાફ કર્યા પછી ફરીવાર તેને પાણીમાં નાખીને સાફ કરવામાં આવે છે. ત્યાર બાદ તેને તડકામાં સુકાવા દેવામાં આવે છે. પછી ફરીવાર તેને જમીન પર પાંથરી ઢોલના માપની વાંસની પટ્ટીની બનાવેલ કુંડાળી તેના પર મૂકી યોગ્ય માપ લઈ બાકીનું ચામડુ છરી વડે કાપી નાખવામાં આવે છે. ત્યાર બાદ ચારેબાજુના ચામડાને યોગ્ય રીતે કુંડળીમાં ખોસીને પડદો તૈયાર કરે છે. તેને 'પડી' કહેવામાં આવે છે. આ રીતે માંદલના બંને બાજુના માપની અલગ અલગ બે પડીઓ તૈયાર કરવામાં આવે છે. ત્યાર બાદ આ બંને પડીઓ ગોઠવાઈ ગયા પછી બંને પડીઓના સેન્ટરમાં રહે તે રીતે સામ-સામે સળિયાથી કાંણાં પાડવામાં આવે ચે. ત્યાર બાદ આ બંને પડીઓના કાંણાંમાં પાતળુ દોરડુ પસાર કરી બંને પડીઓને જોડી દેવામાં આવે છે. ત્યાર બાદ બંને પડીઓને શરખી રીતે ગોઠવીને દોરડાને ખેંચવામાં આવે છે. આ રીતે દોરડું ખેંચવાથી બંને પડીઓ માંદલ પર ફીટ થઈ જાય છે. આ રીતે માંદલ તૈયાર કરવામાં આવે છે. માંદલ તૈયાર થયા પછી જ્યારે તેને વગાડવાનું મુહુર્ત કરવાનું હોય ત્યારે તેને વિધિ કરીને વગાડવામાં આવે છે. વિધિ કરવા માટે માંદલ ને જમીન પર મૂકવામાં આવે છે. ત્યાર બાદ મરઘુ કાપીને મરઘાના લોહીનાં ટીપાં માંદલને લગાડવામાં આવે છે. તેની બંને પડીઓને લોહીના ટીપાં લગાડવામાં આવે છે. ત્યાર બાદ મહુડાના દારૂની શાખ પાડી અગરબત્તી સળગાવી ધૂપ આપીને માંદલને કરહણાં ચડાવી તેની જમણી બાજુની પડી પર મકાઈનું ભેડકુ લગાડીને હાથ વડે થાપ

મારીને વગાડવામાં આવે છે. અને ડાબી બાજુ પણ હાથ વડે થાપ મારીને વગાડવામાં આવે છે. જમણી બાજુની પડી પર મકાઈનું ભેડંકુ ચોટાડવાથી તે બાજુનો ભાગ ઘેરો વાગે છે. જ્યારે બીજી બાજુનો ભાગ થોડો તીણો વાગે છે. આ રીતે વિધિ પૂર્વક માંદલ વગાડવાની શરૂઆત કરવામાં આવે છે.

માંદલ એ આદિવાસી નાયકા સમાજનું અતિપ્રિય અને મહત્વનું વાદ્ય છે. નાયકા સમાજમાં આ વાદ્ય પરંપરાઓથી વગાડવામાં આવે છે. આ વાદ્ય નાયકા સમાજના લોકો જ વગાડી શકે એવી માન્યતાઓ માનવામાં આવે છે. આ વાદ્ય અન્ય સમાજના લોકોને પણ ખૂબ જ પ્રિય હોય છે. આ વાદ્ય સાથે કાંસાની થાળીને એક દંડી વડે વગાડીને માંદલના રણકારા સાથે તાલમેલ કરવામાં આવે ત્યારે આ બંને વાદ્યોનો સંયુક્ત રણકાર સરસ ગુંજી ઉઠે છે. અને શુભ પ્રસંગોમાં શોભી ઉઠે છે. તેથી અન્ય સમાજના લોકો પોતાના ઘરે લગ્ન હોય ત્યારે માંદલવાળાને માંદલ લઈને બોલાવે છે. અને લગ્નમાં ઢોલીયા સાથે માંદલવાળો તાલમેલ કરીને વગાડે છે. ત્યારે ભલભલાને નચાવે છે. અને લગ્નની કંઈક અલગ જ રોણક બદલાઈ જાય છે.

**મળદક/પખાત**

૧. ઝાડની પસંદગી

સાગ, સેવન, શીશમ, પીપળો, બેડો અને બીયો વગેરે

૨. ઝાડ કાપવા માટેની વિધિ

૩. ઝાડ કાપવા માટેના સાધનો

કુહાડી, આડિયુ

૪. બનાવવા માટે સાધનો

- આડિયુ

-વાંસલો

- કોસ /ધરી

ફરસી

ગીરમટ

રન્ધો

૫. મઢવા માટેના સાધનો

બકરીનું ચામડુ

પશુના ચામડાના વાધરા

મીણ

ગટ્ટી

૬. વગાડવાના માટે -ઘઉંનો લોટ

**બનાવવાની રીતઃ**

મળદક એ વાદ્ય છે. આ વાદ્ય બનાવવા માટે સૌ પ્રથમ કયા ઝાડની મળદર સારી બને છે. તેની જાણકારી મેળવે છે. ત્યાર બાદ આ વાદ્ય બનાવવા માટે પસંદ કરેલ ઝાડમાંથી જે ઝાડ ઉપલબ્ધ હોય તેની પસંદગી કરવામાં આવે છે. આ વાદ્ય વ્યક્તિગત વાદ્ય નથી પરંતુ સામુહિક વાદ્ય છે. તેથી સામુહિક રીતે જ ઝાડની પસંદગી કરવામાં આવે છે. ઝાડ પસંદ કર્યા પછી તે કોની માલિકીનું છે. તેના પરથી કાપવાનો સમય નક્કી કરવામાં આવે છે. જો તે ખાનગી માલિકીનું હોય અને માલિક સ્વેસ્છાએ આપતો હોય તો તે ઝાડને દિવસે કાપવામાં આવે છે. અને તે ઝાડ જંગલની માલિકીનું હોય તો તેને રાત્રીના સમયે કાપવામાં આવે છે. આ ઝાડ કાપવા માટે સામુહિક મંડળીના લોકો ભેગા થાય છે. અને નક્કી કરેલા સમયે ઝાડ કાપવા માટે પહોંચી  જાય છે. તેઓ આ ઝાડ પાસે જઈને કાપતાં પહેલા તે ઝાડના થડમાં શ્રીફળ વધેરી અગરબત્તી શળગાવે છે. ત્યાર બાદ નાળિયેર પ્રસાદ કરી બધાને આપે છે. ત્યાર બાદ ઝાડની જે ડાળી વાદ્ય બનાવવાના માપમાં આવતી હોય તેને કાપે છે. ત્યાર બાદ આડિયા વડે કાપીને મળદકના માપનો ટુકડો કાપીને લઈ આવે છે. ત્યાર બાદ તેને તડકામાં અધસુકુ સુકાવા દેવામાં આવે છે. યોગ્ય પ્રમાણમાં સૂકાઈ ગયા પછી જેને મળદક બનાવતાં આવડતું હોય એવા અનુભવી સુથારને બોલાવવામાં આવે છે. સુથાર તે લાકડાને મળદક બનાવવાનો માપ કાઢી બાકીના લાકડાને આડિયા વડે કાપીને બંને બાજુના છેડાને શરખા કરે છે. ત્યાર બાદ લાકડાને વાંસલા વડે ઘડીને મળદકનો આકાર ઘડી કાઢે છે. ત્યાર બાદ અંદરના ભાગને કોચવા માટે તેમાં ગીરમટથી કાંણાં પાડવામાં આવે છે. આ કાંણાં પાડયા પછી તેને ધરી વડે અંદરના ભાગને કોચીને પોલો બનાવવામાં આવે છે. ત્યાર બાદ ફરશી અને વાંસલા વડે તેના અંદરના ભાગને કોચીને શરખો કરવામાં

આવે છે. અને બહાર લાકડાને ઘડીને એક બાજુનો ભાગ થોડો પહોળો રાખવામાં આવે છે. અને બીજી બાજુના ભાગને સાંકડો રાખવામાં આવે છે. અને વચમાં ઘુમટ જેવો ભાગ રાખવામાં આવે છે. આ રીતે તૈયાર કરેલા લાકડાને મળદકનું કાઠ (ખોખુ) કહેવામાં આવે છે.

**મળદક ચડાવવાની રીત/ મઢવાની રીત**

આ મળદકના કાઠાને મડાવવા માટે ડબઘર પાસે લઈ જાય છે. ડબઘર પાસે મળદકને મઢવા માટે ઢોરના વાધરા (પટ્ટીઓ) અને બકરીના ચામડાની પડીઓ તૈયાર જ હોય છે. એટલે સૌ પ્રથમ તે મળદકના કાઠાના બંને બાજુના મોઢીયાના માપની પડીઓ પસંદ કરે છે. અને ત્યાર બાદ બંને બાજુ પડીઓ બેસાડી જુએ છે. ત્યાર બાદ બંધબેસતી પડીઓ ગોઠવીને તેમાં યોગ્ય માપના કાંણાં પાડી તેમાં ઢોરના ચામડાની પટ્ટીઓ સામ સામે પસાર કરી બંને પડીઓને પટ્ટીઓ ખેંચી ચુસ્ત રીતે મઢી દેવામાં આવે છે. ત્યાર બાદ  ડાબી બાજુની નાની પડી પર બહારના ભાગે ચીકનું મીણ લગાડી પથ્થર વડે ઘસવામાં આવે છે. આ રીતે ઘસીને પુરી જેવા આકારનું મીણ ઘસવામાં આવે છે. તેને રુસણી ઘુટી આમ કહેવામાં આવે છે. આ રુસણીવાળી પડીને હાથ વડે થાપ મારતાં કે આંગળીઓ વડે ટકોરા મારતાં તેમાંથી તીણો રણકાર પેદા થાય છે. આ રણકાર ખૂબ જ મધુર હોય છે.

**વગાડવાની રીતઃ**

મળદકને વગાડવા માટે સૌ પ્રથમ તેની પટ્ટીઓનું ખેંચાણ થાય તે રીતે ચારે બાજુથી ડટ્ટા નાખવામાં આવે ચે. ત્યાર બાદ ઘઉંનો લોટ પલાળી બરાબર મસળીને મળદકને મળદકની પહોળા મોઢાવાળી પડી પર બહારથી

લગાડીને ઉખડે નહી તે રીતે ચોટાડવામાં આવે છે. ત્યાર બાદ તેને વગાડવાથી જાડો અને ઘેરો રણકાર પેદા થાય છે. અને પાતળા મોઢાવાળા ભાગ તરફ વગાડતાં પાતળો અને તીણો રણકાર પેદા થાય છે.

**મળદકનો ઉપયોગઃ**

મરણના દિવસે

મળદકનો ઉપયોગ મરણ પ્રસંગમાં જ થાય છે. જ્યારે કોઈ વ્યક્તિનું મરણ થયું હોય ત્યારે આ વાદ્ય ખાસ વગાડવામાં આવે છે. કેટલીક વાર સાંજના સમયે કોઈ ઉંમર લાયક વ્યક્તિનું મરણ થયુ હોય તો આખા ગામના માણસો ભેગા થાય છે. અને આખી રાત આ વાદ્ય વગાડીને બેઠા બેઠા ભજનો ગાય છે. આ વાદ્ય સાથે ખોસી (ઝાંઝ) વગાડીને તાલમેળ કરવામાં આવે છે. મરણના દિવસે મડદુ સ્મશાને લઈ જવા માટે તૈયારી કરી તેની આરતી કરી ઘરની બહાર કાઢતાં સુધી આ વાદ્ય વગાડીને ભજન કરવામાં આવે છે. મરણના દિવસે ગવાતા ભજનોમાં મરનારનો આત્મા જ્યારે સ્વર્ગમાં જાય છે. ત્યારે સ્વર્ગમાં પહોંચતા પહેલાં તેને શું શું મુશ્કેલીઓ આવસે તેનું વર્ણન કરવામાં આવે છે.

ચારે પાયે ચાર જમડા રે આવ્યા
જીવને લીધો ઘેરી રે .....ચારે પાયે ચાર જમડા રે આવ્યા
પહેલો જમડો આવી ટાળ ચડાવી,
બીજે જમડે તાવ આવ્યો રે.....ચારે પાયે ચાર જમડા રે આવ્યા

ત્રીજે જમડો એની કાયાને ઘેરી,
ચોથે જમડે જીવ લીધો રે....ચારે પાયે ચાર જમડા રે આવ્યા
આગળ આવે પ્રાણી ગોખરવાની સડકો
કેમ કરી પારે ઉતરશો રે...ચારે પાયે ચાર જમડા રે આવ્યા
મોજડાંના દાન કર્યા હોય તો પ્રાણીયા
મોજડાં પહેરી ડગ ભરશો રે...ચારે પાયે ચાર જમડા રે આવ્યા
આગળ આવે પ્રાણી લોહી પાણી નદીઓ,
કેમ કરી પારે ઉતરશો રે.....ચારે પાયે ચાર જમડા રે આવ્યા
ગવરીના દાન કર્યા હોય તો પ્રાણીયા,
પૂછે ઝાલી થાર ઉતરોરે......ચારે પાયે ચાર જમડા રે આવ્યા
આગળ આવે પ્રાણી ધીક ધીક થાંભલા
કેમ કરી પારે ઉતરશો રે....ચારે પાયે ચાર જમડા રે આવ્યા
વસ્ત્રના દાન કર્યા હોય તો પ્રાણીયા,
વસ્ત્ર પહેરી બાત ભરસો રે....ચારે પાયે ચાર જમડા રે આવ્યા
ગુરૂના પ્રતાપે ગોરખ બોલ્યા,
હોજો વૈકુઠ વાસો રે....ચારે પાયે ચાર જમડા રે આવ્યા

**મળદકનો ઉપયોગ બારમના દિવસે**

કોઈ માણસનું મરણ થયું હોય ત્યારે બારમાના દિવસે બારમાની વિધિ કરે છે. તે દિવસે રાત્રે મળદક વગાડી ભજન કરવામાં આવે છે. તે દિવસે સગા સબંધીઓ પણ બીજા ગામમાંથી મળદક લઈને આવે છે. અને આખી રાત મળદકનું ભજન ચાલુ રાખે છે. અને સવારે તેઓ પોતપોતાના ગામે જતા રહે છે. અને બીજે દિવસે બપોરે તેરમાની વિધિ થાય છે. તે વખતે ગામની મંડળી હોય તે મળદક વગાડીને ભજનો કરતા હોય છે. તેમાં પ્રસંગને અનુરૂપ ભજનો ગાય છે. તેરમાની વિધિ પૂરી થયા પછી વિધિ કરાવનાર માણસ જીવ વરાવવાની વિધિ કરે છે તે વખતે પ્રસંગને અનુરૂપ છેલ્લુ ભજન ગાવામાં આવે છે.

જીવ વાયદો કરો આજના વછુટયા<br>
ક્યારે મળશો ફેર ફરી<br>
તમે સાત પાંચ લુગડે વિટાયારે<br>
તમે ડાભની દોરીએ બંધાયા રે......જીવ<br>
તમે માતા-પિતાને દુઃખ દીધારે<br>
તમે કાકા કુટુંબને દુઃખ દીધારે.....જીવ<br>
તમે જંગલમાં એકલા જવાના રે<br>
તમે વનમાં જઈ વનફળ ખાશોરે....જીવ

જીવ જાઓ તો વહેલા પધારજો

તમે અમ્મર કાયા લાવજો......જીવ

મળદક એ વાદ્ય માત્ર મરણના અશુભ પ્રસંગમાં જ વગાડવામાં આવે છે. જ્યારે મળદક વાગે ત્યારે ૫. કિ.મી દૂરથી સંભળાય છે. એટલે આસપાસના ગામોના લોકોને ખબર પડે કે કોઈ જગ્યાએ મરણ અથવા બારમું હશે. મરણના પ્રસંગો સિવાય આ વાદ્ય વગાડી શકાતુ નથી.

આદિવાસી નાયકા સમાજમાં પરંપરાઓથી મરણના અશુભ પ્રસંગે આ વાદ્ય વગાડી ભજન કરવાનો રિવાજ છે. તેની પાછળ આધ્યાત્મીક ભાવ છૂપાયેલો હોય છે. તેમ માનવામાં આવે છે. પરંપરાઓથી આ સમાજમાં એવી માન્યતાઓ છે કે મરનાર વ્યક્તિના જીવનમાં તેના કર્મોને આધિન માન-સન્માન કરવામાં આવે છે. તેવી જ રીતે તેના મરણ પ્રસંગોમાં પણ આ વાદ્ય વગાડી તેનું માન-સન્માન કરવામાં આવે છે. તેમ માનવામાં આવે છે. અને આ વાદ્ય વગાડી ભજન કરવાથી તેના આત્માની ગતિ સારી થાય એવી ભાવનાઓ સાથે આ વાદ્ય વગાડવામાં આવે છે.

**નગારુ / નગારી**

માટીના વાસણની પસંદગી

સાધનો

-બળદ/ ગાયનું ચામડુ

-ચામડાની પટ્ટી

**બનાવવની રીતઃ**

નગારું એ એક પ્રકારનું ચર્મ વાદ્ય છે. તેને બનાવવા માટે સૌ પ્રથમ કુંભારને ત્યાંથી યોગ્ય માપનું માટીનું મોટા મોઠાનું વાસણ પસંદ કરવામાં આવે છે. અથવા નાની માટલીનો ઉપરનો ભાગ કાપી નાખી તેની ધારને ઘસીને સરખી બનાવવામાં આવે છે. ત્યાર બાદ તેને મઢવા માટે મોચીને ત્યાં લઈ જાય છે.

મોચીને માટીનું વાસણ આપ્યા પછી તે વાસણના મોઢીયાના માપનું ચામડું કાપે છે. પછી તેને પાણીમાં ડૂબાડવામાં આવે છે. ત્યાર બાદ તે વાસણના મોઢીયા પર મૂકી યોગ્ય માપનાં કાંણાં પાડી તેમાં ચામડાની પટ્ટી પસાર કરે છે. આમ ચારે બાજુના ચામડાને વાસણના મોઢીયા પર ચુસ્ત રીતે બંધ થાય તે રીતે પટ્ટી પસાર કરી તેને ખેંચીને નીચે બનાવેલી કુંડળી સાથે ચુસ્ત રીતે બાંધી દેવામાં આવે છે. ત્યાર બાદ તેને તડકામાં સુકવવામાં આવે છે. ત્યાર બાદ તેને બે ડીંડીયા વડે બંને હાથે વગાડવામાં આવે છે. આ નગારા બે પ્રકારના હોય છે.

**મોટુ નગારુ (હાજરી)**

આ મોટુ નગારુ મોટા વાસણમાંથી બનાવેલુ હોય છે. તે કદમાં થોડુ મોટુ હોય છે. બ્રિટીશ સરકાર વખતે આ નગરાનો ખાસ ઉપયોગ કરવામાં આવતો હતો તે વખતે દરેક ગામના પોલીસ પટેલને આ નગારુ આપવામાં આવતુ હતું. જ્યારે રાજાને કોઈ કામ હોય અથવા ગામના લોકોને કોઈ વેઠ કરાવવાની હોય ત્યારે ગામનો પોલીસ

પટેલ પોતાના ગામના નાયકા સમાજના વજીરને બોલાવતો અને તેને કહેતો કે આપણા ગામમાંથી દરેક ઘરમાંથી એક માણસને જંગલમાં ઝાડની રોપણી માટે લઈ જવાના છે. તેથી નગારુ વગાડ જેથી બધા માણસો ભેગા થઈ જશે. તેથી તે નગારુ વગાડતો હતો તેથી બધા માણસો ભેગા થઈ જતા હતા. બધા લોકોને ભેગા થઈ ગયા પછી તે જ્યાં ઝાડ રોપવા માટે જવાનું હોય તે જણાવતો હતો. તેથી લોકો બીજા દિવસે બધા ભેગા થઈને બોલાવેલ જગ્યાએ જતા હતા. આમ આ નગારાને હાજરી પણ ક્હેતા હતા.

**નાની નગારીઃ**

નાની નગારી નાના વાસણમાંથી બનાવવામાં આવે છે. આ નગારીનો ઉપયોગ નાયકા સમાજના લોકો લગ્નમાં ઢોલ, શરણાઈ સાથે વગાડે છે. આ નગારી ઢોલ શરણાઈ સાથે વગાડતાં બધાને તાલમેળ બેસી મધુર સંગીત વાગે છે. લગ્નોમાં જ્યારે ટીમલીનો ચાળો વગાડી નાચતા હોય ત્યારે સૌથી વધારે નગારીને પસંદ કરવામાં આવે છે. આ નગારી એવું વાદ્ય છે કે તે દરેક વાદ્યમાં ભળી જાય છે. અને સંગીતનો અલગ જ રણકાર પેદા કરે છે.

આ નગારી એકલી વગાડી શકાતી નથી. પરંતુ ઢોલ અને શરણાઈની સાથે તાલમેળ કરીને વગાડવામાં આવે છે.

## ઘેરૈયા વેશ

૧. ઘેરૈયા બનવાનું કારણ

૨. કોણ બની શકે સ્ત્રી/પુરૂષ

૩. ક્યારે બને

૪. ઘેરૈયાના વેશના સાધનો

-તાડનું ઝીન

- કાળી મેશ

- ઘુઘરાનો હાર

-ડોયલી/તુંબડી/દૂધી

- તીરકામઠી

- રાખ (હોળીની ધૂળ)

-ફાટેલાં કપડાં/જૂના કપડાં

નાયકા સમાજમાં જ્યારે કોઈ વ્યક્તિ લાંબા સમયથી દુઃખથી પીડાળો હોય અને તે બધાજ ઈલાજ કરી ચૂક્યો હોય પરંતુ તેની બિમારી દૂર ન થતી હોય અને કાયમ માટે તે બિમારજ રહેતો હોય ત્યારે તે પોતાની બિમારીથી કંટાળીને ઘેરૈયો બનવાની બાધા રાખે છે. તે બાધા લેવા માટે હોળી માતાના સ્થાનકે જાય છે. અને ત્યાં જઈને તે હોળી માતાના સ્થાનક આગળ બેસે છે. અને હોળી માતાનું ધ્યાન ધરીને કબુલાત કરે

છે કે હે હોળી માતા હુ છેલ્લા કેટલાક સમયથી બિમાર છું હું બિમારી દૂર કરવા માટે ઘણા બધા ઈલાજ કર્યા છતાં મારી બિમારી દૂર થતી નથી અને હું કાયમ બિમારીથી પીડાઉ છું હે માતાજી તમે મારી આ બિમારી દૂર કરશો તો હું આવતી હોળીએ તમારા નામનો ઘેરૈયો બની ઘેરૈ માંગી તમારી માનતા પૂર્ણ કરીશ. આવી બાધા રાખ્યા પછી દુઃખ મટી જાય ત્યારે તે ઘેરૈયો બને છે.

**ઘેરૈયાના વેશની તૈયારી**

હોળીના બીજે દિવસે ધૂળેટી હોય છે. તે દિવસે ઘેરિયોફાટેલાં અને જૂનાં કપડાં પહેરે છે, તાડની મોરીમાંથી નીકળતા ઝીનનો તે ટોપો બનાવીને માથે મૂકે છે. ત્યાર બાદ કાળી મેશ આખા મોંઢે લગાડી દે છે. ત્યાર બાદ ઘુઘરા, તૂંબડી, દૂધી, અને ગલકા વગેરેનો હાર બનાવી કમર પર બાંધે છે. આખા શરીર પર રાખોડીનો લેપ કરે છે. અને શરીર પર કોઈ ડિઝાઈન દોરી વિચિત્ર અને ડરાવવાનો વેશ કરે છે. ત્યાર બાદ તે હાથમાં તીરકામઠુ લઈને ઘેરિયાનો વેશ ધારણ કરે છે. ઘેરિયાનો વેશ ધારણ કર્યા પછી તે તેની હલન-ચલન કરવાની રીત બદલી નાખે છે. અને બોલવાનું બંધ કરી મૌન રહે છે. તેથી મૂળ વ્યક્તિ કોણ છે તે ઓળખાવું અઘરું બની જાય છે. આ રીતે વેશ ધારણ કરી ઘેરિયો ગામમાં ઘરે ઘરે ફરે છે. અને દરેક ઘરેથી તેને અનાજ અથવા પૈસા આપે છે. તે તેની પાસે એક માણસ હોય છે. તે લઈ લે છે. ત્યાંથી તે બીજા ઘરે જાય છે. ત્યાં જઈને તે કોઈ માણસ કે કોઈ છોકરું ઉભુ હોય તેની સામે તીર છોડવાની તૈયારી કરતો હોય તેવી ક્રિયા કરે છે. તેથી તે ઘેરિયાથી ડરીને ઘરમાં જતા રહે છે. તેથી ઘેરિયો તેના આંગણામાં કમરમાં બાંધેલા ઘુઘરા રણકાવી નાચે છે. જ્યાં સુધી






ઘરમાંથી આપે નહીં ત્યાં સુધી તે આગળ જતો નથી. આ રીતે તે આખુ ગામ ફરીને ઘેર ઉઘરાવે છે. સાંજ પડતાં તે પોતાના ઘરે જાય છે. અને જમવાનું જમીને તે સ્ના કર્યા વગર જમીન પર ઉંઘી જાય છે. અને બીજા દિવસે ફરીવાર બીજા ગામમાં જાય છે. આ રીતે તે પાંચમના મેળાઓ સુધી ઘેરિયાનો વેશ ધારણ કરીને મેળાઓમાં તથા ગામડામાં ફરે છે. ત્યાર બાદ તે પોતાની રીતે કબુલાત કરેલી બાધા પૂરી કરે છે.






## સાહિત્ય

### રોરાનું ગીત

જ્યારે છોકરો કે છોકરીના લગ્ન ગોઠવાઈ ગયા હોય અને લગ્નની તૈયારીઓ ચાલતી હોય તે વખતે જેના ઘરે લગ્નની તૈયારી થતી હોય ત્યાં સાંજના સમયે કુટુંબ તથા ફળિયાના ભાઈ-બહેનો ભેગા થાય છે. નાચવાની તૈયારી કરે છે. બહેનો એકબીજાને પકડીને હાલડ બનાવે છે અને ભાઈઓ પણ એકબીજાને પકડીને હાલડ (લાઈન) બનાવે છે. તે વખતે બહેનો ગીત ગાવાની શરૂઆત કરે છે. ગીતો ગાતા-ગાતા તાલબંધ પોતપોતાની લાઈનમાં નાચે છે. આ ગીતો સામા પક્ષને ભાંડવવાના હોય છે. આ ગીતો આ પ્રમાણે ગવાય છે.

રોરો અમર કુવારો, રાંડ રોરો રમીએ,
રોરો વેવાણીનો માટી, રાંડ રોરો રમીએ.
ફેંટો ગોદરિયા મેળાનો, રાંડ રોરો રમીએ.
ફેંટે વેવાણી મોહવાઈલી, રાંડ રોરો રમીએ.

### ચૂડીલો પહેરવાનું ગીત

કન્યા જ્યારે બજારમાંથી ચૂડીલો પહેરીને ઘરે આવે છે. તે વખતે ઘરે આવ્યા પછી ગવાતુ ગીત.

ચૂડીલો પહેરીયો રે બેની ક્યાં જવું છે,

બાપુ છોડયા રે બેની, સસરા વહોર્યા રે બેની કયાં જવું છે.
માતા છોડયા રે બેની, સાસુ વહોર્યા રે બેની ક્યાં જવું છે.
વીરા છોડયા રે બેની, દીયર વહોર્યા રે બેની ક્યાં જવું છે.
ભાભી છોડયા રે બેની, જેઠાણી વહોર્યા રે બેની ક્યાં જવું છે.

વર અથવા કન્યાને જયારે પીઠીએ બેસાડવામાં આવે છે. તે વખતે પીઠીએ બેસાડતા પહેલાં તેને સ્નાન કરવામાં આવે છે વખતે ગવાતું ગીત;

બેની નદીઓનું પાણી, બેની ઝરીઓનું પાણી બેની રજે ઉડે,
છોરા કોતડાનું પાણી, છોરા ડાંભરાનું પાણી છોરા કૂવેચ ઉડે
બેની ધૂપેલનો છાંટો, બેની અંત્તરનો છાંટો બેની રજે ઉડે,
છોરા દિવલેનો છાંટો, કેરોસીનનો છાંટો છોરા કુવેચ ઉડે.

**ધરતીમાતાને તેલ ચડાવવાનું ગીત**

કન્યાને સ્નાન કરાવીને જ્યારે ઘરના આંગણામાં કંકુ ચોખાની ચોરી બનાવીને શરૂઆતમાં ધરતી માતાની પૂજા કરવામાં આવે છે તે વખતે ગવાતુ ગીત;

એલાં તેલાં ચડશે રે, ધરતી માતાનેરે.

કંકુ ચોખલીયે વધાવીએ રે, ધરતી માતાને રે,

**આંણો કાઢવાનુંગીત**

જ્યારે છોકરી કે છોકરાને પીઠીએ બેસાડેલ હોય તે વખતે સવારમાં વર કે કન્યાને ગાડામાં બેસાડી ઉગમણી દિશાએ આવેલ સીમાડા તરફ લઈ જાય છે. સીમાડે જઈને લોટામાં પાણી હોય તે પાણી વર કે કન્યા ઉગમણા ફરી હાથમાં પાણી લઈ સૂર્ય તરફ અંજલી ધરે છે. સૂર્યને નમસ્કાર કરી પાછા વળે છે. તેજ રીતે સાંજના સમયે દિવસ બુડતાં પહેલા વર કે કન્યાને ગાડામાં બેસાડીને બૂડમણી દિશાના સીમાડે લઈ જવામાં આવે છે અને ત્યાં જઈને ખોબામાં પાણી લઈ બૂડતા સૂર્યને નમસ્કાર કરીને પાણી ઉતારી પાછા ઘરે આવે છે. આ વિધિને આંણો કાઢવાની વિધિ કહે છે, તે સમયે ગાડામાં બેઠેલી બહેનો ગીતો ગાય છે. જેમાં કન્યાનો આંણો કાઢયો હોય તો નીચે પ્રમાણેનું ગીત ગવાય.

બેનને આંણે બેનડીઓનો ટોળો કે,
આંણો રે..રે...જામેલો...
છોરાને આંણે ખોખડીઓ(શિયાળ)નો ટોળો કે,
આંણો રે...રે....જામેલો
છોરીને આંણે કૂવેચ ઉડી કે,
આંણો રે...રે....જામેલો

### શિંભોડી

છોકરી કે છોકરાને પીઠીએ બેસાડયા પછી તેને ગામના સીમાડે જ્યાં શિંભોડી માતાનું સ્થાનક હોય ત્યાં લઈ જવામાં આવે છે. તે વખતે શિંભોડી માતાની વિધિ કરવામાં આવે છે. તે વખતે ગવાતુ ગીત નીચે પ્રમાણે છે.

શિભોડીને આંગણે નાળિયેર ઉગ્યું,
નાળિયેર કેવુ નાનું રે
શિંભોડીને આંગણે મારાં બેન ઉભાં
મારાં બેન કેવાં નાના રે

### શિભોડીએથી ઘરે આવે છે. તે વખતે ગવાતુ ગીત

કન્યાને શિંભોડીએ લઈ ગયા પછી જ્યારે તે ઘરે આવે છે. તે વખતે કન્યાને ઘરના આંગણાંમાં દરવાજા પાસે ઉભી રાખે છે. તે વખતે કન્યાની માતા ઘરમાંથી વધામણું લઈને આવે છે. કન્યાને વધામણાથી વધાવે છે તે વખતે ગવાતુ ગીતઃ-

આંગણે ઉભાં રે,બેની શુ રે માંગો
માંગુ રે માગું રે, મારા બાપાનું રાજ.

### ઉકેડીનાગીત

માંડવાના દિવસે ઘરના ઝાંપે ટોળો કરવામાં આવે છે. ત્યાં કન્યાને લઈ જઈને ઉકેડીની વિધિ

કરવામાં આવે છે, તે દિવસે કન્યા ઉપવાસ કરે છે. ટોળે જઈને આંબાનું દાંતણ કરે છે તે વખતે ગવાતુ ગીત;

આંબાનું દાંતણ બેની, ઝરીનું પાણી રે.....
લાવેરે રતનો આંબાનું દાંતણ રે......
લાવે રે દુલકી લૂંડી ઝરીનું પાણી રે..........

**બેઠક/ ભોજન સમારંભ**

**બેઠકના દિવસે જ્યારે ભોજન સમારંભ ચાલતો હોય તે વખતે ગવાતુ ગીત.**

એવો રૂડો વડુલાનો છાંયો, બેનો ધોવે કપડાં મોરા રાય.
તમે કુંવરી એવું શુ બોલો, જાવુ પડશે સાસરે મોરા રાય.
એવો રૂડો પિતાનો લાડ રે, મૂકીને જાવુ સાસરે મોરા રાય.
એવો રૂડો માતાનો લાડ રે, મુકીને જાવુ સાસરે મોરા રાય.
એવો રૂડો વીરનો લાડ રે, મુકીને જાવુ સાસરે મોરા રાય.
અવો રૂડો ભાભીનો લાડ રે, મુકીને જાવુ સાસરે મોરા રાય.
એવો રૂડો બેનોનો લાડ રે, મુકીને જાવુ સાસરે મોરા રાય.

**માંડવાનું ગીત / ગ્રહશાંતિ**

જ્યારે વર કે કન્યાના માતા-પિતા મંડપમાં ગ્રહશાંતિની વિધિમાં બેઠા હોય તે વખતે ગવાતુ ગીત

લીલા વાંસ વડાવો તેના મંડપ રોપાવું મોરા રાજ
લાડે ખોળે દીકરી પરણાવે મોરા રાજ
ઊંચા મંડપ રોપાવો નીચે ચોરીઓ ચીતરાવો મોરા રાજ
લાડે ખોળે દિકરી પરણાવો મોરા રાજ
બેનીની બેનો તેડાવો, બેનના બનેવી તેડાવો મોરા રાજ
લાડે ખોળે બેનને પરણાવો મોરા રાજ
બેનના મામા તેડાવો, બેનની મામીઓ તેડાવો મોરા રાજ
લાડે ખોળે ભાણેજ પરણાવો મોરા રાજ
બેનના કાકા તેડાવો, બેનની કાકીઓ તેડાવો મોરા રાજ
લાડે ખોળે ભતરીજ પરણાવો મોરા રાજ

**મીંઢળ બાંધતી વખતે ગવાતુ ગીત**

ગ્રહશાંતિની વિધિ પૂરી થયા પછી કન્યાને મંડપમાં બોલાવી મીંઢળ બાંધવામાં આવે છે. તે વખતે

પ્રસંગને અનુરૂપ ગવાતુ ગીત

નીકળો બેની બા માંડવે રે
બનેવી રે મારા કશુ ન લાવ્યા,
શુ પહેરી નીકળુ માંડવે રે,
સામે કબાટમાં બે જોડી કપડાં,
તે પહેરી નીકળો માંડવે રે....
મામા રે મારા કશુ ન લાવ્યા
શું પહેરી નીકળુ માંડવે રે....
મામી રે મારા ચણિયો રે લાવ્યા.
તે પહેરી નીકળુ માંડવે રે...
નદીની ઘેડે ઝાઝી મીંઢળઓ,
મીંઢળીનું મીઢળુ બાંધો હો બેની માંડવે રે...
કોતડાની ઘેડે ઝાઝી બીલીઓ
બીલીનું બીલુ બાંધો હો છોરા માંડવે રે.....

**જાન આવે તે સમયે ગવાતુ ગીત**

**સામા પક્ષ વર તરફથી જાન આવે ત્યારે પ્રસંગને અનુરૂપ ગવાતુ ગીત**

કુંવરી છેટેથી જોઈન તમારી તરછેલી આવી રે,
કુંવરી તમારી જોઈનેને સારૂ કૂવલા ગોળાવો રે,
કુંવરી છેટેથી જોઈન તમારી ભૂખેલી આવી રે,
કુંવરી તમારી જોઈન સારૂ ચોખલીયા પીલાવુ રે
કુંવરી તમારી જોઈન ને સારૂ ગમલીયા ભેડાવું રે
કુંવરી તમારી જોઈનને સારૂ રસોયો મુકાવુ રે,
કુંવરી તમારી જોઈનને સારૂ ગાદલા પથરાવુ રે

**પલ્લુ મુકતી લખતે ગવાતુ ગીત**

જાન આવી ગયા પછી વરપક્ષ તરફથી કન્યાને પહેરાવવા માટે પલ્લું તથા કપડાં મંગાવવામાં આવે છે. તે વખતે એક સૂપડામાં કપડાં તથા પલ્લુ મૂકવામાં આવે છે. તે વખતે ગવાતુ ગીત

સોપારી લાલ આંકળલી
સારા ઘરના વેવાઈ, સારૂ લોકીટ લાવશો

અમારાં બેન પહેરશે, તમારે ઘેર શોભશે..... સોપારી લાલ આંકળીલી
સારા ઘરના વેવાઈ, સારા દોરા લાવશો
અમારા બેન પહેરશે તમારે ઘેર શોભશે.....સોપારી લાલ ઓકળીલી
સારા ઘરના વેવાઈ, સારી ઝોંઝર લાવશે
અમારા બેન પહેરશે, તમારે ઘેર શોભશે.....સોપારી
સારા ઘરના વેવાઈ સારી મોરલી લાવશો
અમારા બેન પહેરશે તમારુ ઘર શોભશે.....સોપારી
સારા ઘરના વેવાઈ સારી સાડી લાવશે
અમારા બેન પહેરશે તમારે ઘેર શોભશે......સોપારી

**હસ્ત મેળાપ**

વર અને ક્યાને મંડપમાં બેસાડીને લગ્ન વિધિ કરવાવામાં આવે છે. તે સમયે પ્રસંગને અનુરૂપ ગવાતા ગીતો

બેન ચોરીમાં સામ સામે ના બેસીએ
તમારા પિતા દેખે, તમારા માતા દેખે

બેની ચોરીમાં હાથ વહેલો ના ઝાલીએ
તમારા વીરા દેખે, તમારા ભાભી દેખે,
બેની ચોરીમાં હાથ વહેલો ના ઝાલીએ
તમારા બેનો દેખે, તમારા બનેવી દેખે,
બેની ચોરીમાં હાથ વહેલો ના ઝાલીએ
તમારા કાકા દેખે, તમારી કાકીઓ દેખે
બેની ચોરીમાં હાથ વહેલો ના ઝાલીએ
તમારા મામા દેખે , તમારી મામીઓ દેખે
બેની ચોરીમાં હાથ વહેલો ના ઝાલીએ

બેન મારાં ભરી સભામાં બેઠેલા રે
બેન મારાં અમરે કુંવારા
બેન મારાં પૈનાના વટબંધ બેઠા રે...બેન મારા..
બેન મારાં અમરે કુંવારા
બેન મારાં પિતાની બોલીએથી છૂટયા રે...
બેન મારાં અમરે કુંવારા

બેન મારાં માતાની બોલીએથી છૂટયા રે...
બેન મારાં અમરે કુંવારા
બેન મારા સસરાની બોલીએ બંધાયા રે...
બેન મારાં અમરે કુંવારા
બેન મારા સાસુની બોલીએ બંધાયાં રે...
બેન મારાં અમરે કુંવારા
બેન મારા જેઠની બોલીએ બંધાયા રે
બેન મારાં અમરે કુંવારા
બેન મારા જેઠાણીની બોલીએ બંધાયાં રે
બેન મારાં અમરે કુંવારા

**કન્યાને વિદાય આપતી વખતે ગવાતુ ગીત**

લગ્ન વિધિ પૂરી થયા પછી કન્યાને સાસરીએ વિદાય આપવામાં આવે છે. આ સમયે કન્યાના માતા-પિતાનું ઘર છોડીને સાસરીએ જાય છે. આ ખૂબ જ કરુણ પ્રસંગ છે. આ પ્રસંગને અનુરૂપ ગવાતા ગીતો;

ઉડતી સાડી સંભાળી લો,
રડતાં ચાલ્યાં સાસરિયે.

આજ સુધી પિતાનું રાખજો,
    સસરાની જિંદગી સુધારજો.
આજ સુધી માતાનું રાખજો,
    સાસુની જિંદગી સુધારજો.
આજ સુધી વિરાનું રાખજો,
    પૈનાની જિંદગી સુધારજો.
આજ સુધી ભાભીનું રાખજો,
    જેઠાણીની જિંદગી સુધારજો.
આજ સુધી બેનોનું રાખજો,
    નણંદની જિંદગી સુધારજો.

**મેળાનુ ગીત**

છેલ રમતુડી રે આવ્યો પૂનમનો મેળો,
મેળો રે છેલ રમતુડી.
છેલ રમતુડા રે આવ્યો પૂનમનો મેળો,
મેળો રે છેલ રમતુડા.

છેલ રમતૂડી રે મેળે જશુને શુએ ખાશું,
મેળો રે છેલ રમતુડા.
છેલ રમતુડી રે મેળે જશુને શુએ લઈશું,
મેળો રે છેલ રમતુડી.
છેલ મરતુડા રે મેળે જઈશુને રૂમાલ લઈશુ.
મેળો રે છેલ રમતુડીરે,

**રાણી કાજલ માતા**

મેઘલપુરનો મઘરાજા કાળા વાદળામાં પાણી ભરી પૃથ્વી પર લઈ આવ્યો. મૂશળધાર વરસાદ પડયો. દરિયા કિનારે પડેલી એક સુંદર બાળકી સૂરજના કિરણોમાં ચમચમ ચમકતી હતી. મેઘરાજાને એને જોઈને નવાઈ લાગી. મેઘરાજા બાળકીને ઉપાડીને મેઘલપુર લઈ આવ્યો. એને વિજલ રાણીને સોંપી. વિજલ રાણીએ એને વ્હાલથી ઉછેરી. એનો રંગ વાદળ જેવો શ્યામ હતો. એટલે એનુ નામ ''કાજળ'' પાડ્યું. મેઘરાજા અને વિજલ રાણીએ એને ઉછેરીને મોટી કરી એટલે એ મેઘરાજાની દીકરી કહેવાઈ.

પૃથ્વી પરનો રાજા કંદૂરાણા રાવત નિંબાડનો રાજા હતો. એણે કાજલનો હાથ માગ્યો. આ રાજાને હા પાડી. એ લગ્નની ધૂમધામમાં રાજા કંદૂરાણાને ડુબલરાણા વાજિંત્રનો વેશ લઈ વાજાં વગાડતા હતા. આ કોઈ ગરીબ માણસો છે એમ માની એમને લગનનો સામાન ઉપાડવા ગ્યું. માથા પર સામાન લઈ વાજાં વગાડતા

અને નાચતા એમણે લગ્ન મંડપમાં પ્રવેશ કર્યો. અંદર આવ્યા પછી આ શૂર રાજાઓએ વાજિંત્રો ફેંકી દીધા. પોતાની જાંઘ ચીરીને ઘોડા બહાર કાડયા. કોઈને કશી ખબર પડે એ પહેલાં કાજલને ઉપાડી ઘોડે બેસાડી લગ્ન મંડપમાંથી કન્યાનું હરણ કરી ગયા. આ શૂરવીર રાજાઓ આગળ કોઈનું કાંઈ ન ચાલ્યું.

મેઘરાજાને ખબર પડી તેઓ ગુસ્સાથી લાલ પીળો થઈ ગયો. મોટા મોટા કાળા વાદળામાં પાણી ભરીને વિજળીના કકડાટ સાથે પૃથ્વી પર દોડી આવ્યો.

કંદુરાજાએ કાજલને કહ્યું અમે કાંઈ ગરીબડા નથી, રાજ વંશના છીએ. અમારી સામે જે ઉભો રહેશે એના ટુકડા થઈ જશે. કહી દે, તારા બાપને.

કાજલ ઘોડા પરથી પાંચ પગલાં આગળ આવી મેઘરાજાને બોલી ''આ કોઈ સાદા માણસો નથી. નિબાડાના રાજા છે. હું એમની સાથે મારી મરજીથી આવી છું, તમે પાછા વળો. આ સાંભળી મેઘરાજાનો ગુસ્સો ઉતર્યો. બોલ્યો, બેટા હું સાથે કંઈ જ લાવ્યો નથી. બસ આ સાત કાળાં વાદળાં છે. એજ તને ચાંદલામાં આપુ છું. મેઘરાજા દીકરીને વળાવીને પાછો ફર્યો. કાજલ કંદુરાજાની રાણી બની. નિંબાડ રાજ્યમાં ગઈ.''

મેઘરાજાની દિકરી કાજલ નિબાડાની રાણી, એટલે પહેલો વરસાદ નિબાડાં પડે. જે વરસે વરસાદ ઓછો વરસે તે વરસે ખેડૂતો રાણી કાજલ માતાની આરાધના કરી પ્રાર્થના કરે છે. એટલે કાજલ માતા વરસાદ લઈ આવે છે. એ વરસાદ સાથે જથ્થાબંધ સૂઘરી પક્ષી આવે છે. એ પક્ષી કે કન્યા પણ કહેવાય છે. એટલે કાજલ માતા કેન્યામાતા પણ કહેવાય. આ દેવી આદિમાતા પણ કહેવાય. કા એટલે કાળો જલ એટલે પાણી.

## પિઠોરાની કથા

ઈંદરાજાને સાત બેનો હુંતી. એક બેનનું નામ કાળીકોયલ હતુ. કાળી કોયલ કે દાહડો આંબાવાડીમેં ડોરાં ચરાવા જેઈ હુતી તૉર કંદુરાણાએ તીની જોંડે છીનાળુ કયરૂ. તીને લીધે જે ચોરાનો જલમ થીયો તે બાળપિઠોરો કહવાયો.

ઈંદરાજાના ડરથી કાળીકોયલે બાળપિઠોરાને કોતેળામેં નાંખી દીધો. ઈંદરાજાની બીજી બેન રાણી કાજલને કોઈ છોરાંનીં હુતા. તે કોતેળામેં પાણી ભરવા જેઈ તૉર તીણે છોરાના રડવાનો અવાજ હાંભળ્યો. તે ચોરાને ઘૉર લી જઈ. છોરો રડવા લાયગો એતરે તીને આકડાનું દૂધ પવડાયું. તે સિવાય વડનું, પીપળાનું, ખરહેડીનું દૂધ પાઈને બાળપિટોરાને મોટલો કયરો.

બાળપિટોરો મોટો થીયો એતરે નિહાળમેં ભણવા મેયલો. તાંબાનો ચોપડો ને રૂપાની કલમ આલી. ખૂબ ભણીને ઘૉર આયવો. મા જોંડે ફરવાની રજા માંયગી. ફરતો ફરતો કચમેર પોચ્યો. કચમેરની રાણી વાવે પાણી ભરતી હુતી. પિઠોરાએ ધકોડો મારી માટલું ફોડી નાંયખું. રાણીએ મેણુ મારૂં. તારો મામો આકો ભાગ ખાય. પિટોરો મામાને હોધવા નીકયળો. ધાર, ઈંદરો બધે ફરી વયળો. કોળ્યાને તાંતે તાંતે હરગ મેં જ્યો. ઈંદરાજ ઢાંહીને ઉકળામેં હતાઈ જયો. પિઠોરાએ હોધી કાયઢો. મામાએ ધનમેંથી અડધો ભાગ આપવાનું નક્કી કયરૂં.

પિઠોરાનું લગેન લેવાયું પુણ તીના બાહની કોઈ જાણનીં હુતી. ઈંદરાજાએ બધા દેવોની સભા બોલાવી. પિઠોરાને તીન બાપ બતાડવા કીધું. પિઠોરાએ સીધી કંદુરાણા હામે આંગળી કયરી. એક કથા પરમાણે

પિઠોરાએ કંદુરાણાનું નાક ઝાયલું. આ રીતે પિઠોરાની ઓળખાણ નક્કી થીને તીનું પિઠોરી જોંડે લગેન લેવાયું ને તે બાબો પિઠોરો કહવાયો. આ પિઠોરાની બાધામેં તીના લગેનની જાનનું ને તીમેં ભાગ લેનારાનાં ચિત્રો દોરવામેં આવેસે. તે સિવાય રોજના જીવન જોંડે જુડાયલી વસ્તુઓને પ્રાણીઓ, જીવડાંના ચિત્રો દોરવામે આવે સે.

## ડાહલીનો કૂકડો

રાઠવા આદિવાસીઓ નવરા પજે તૅર વારૂત વાતરાઓ કહતા હોય સે જે 'ગપ્પી કરવી' પુણ કહવાય સે. નાનલા ચોરાં પુણ વાતરાં હાંબળવા જીદ કરે તે'ર તીમને મોટલાં વાતરા કે' તા હોય સે. એવી જ એક વાતરા 'ડાહલીનો કૂકડો' અહીં લેવામેં આવલી સે.

એક ડાહલી હુતી. તે એકલી જ રેહતેલી. દાહડી તે ખેતરાંમે મંજૂરી જાય. હાંજ પડે તેર હાડલી ઘોર આવીને રાંધી ખાય.

એક દહાડે તે ડાહલી ઘોરનું બધું કામકાજ કરી કચરો નાંખવા ઉકળે જીં. કચરો નાખતાં ડોસી ઉકળામે કૂકડીનું ઈંડુ ભાયળું. ડોસી ઈંડુ ઘૉર લી'આયવી. ઈંડુ મેલવા ડોસી એક ખેડરૂં બનાયવું. હાવ તે ઈંડાનું સેવણ થયું ને તીમેંથી એક ચેલું નીકયળું. ડોસી વચાર કયરો કૂકડી હોય તૅ'ર વારૂ, તે ઈંડા આલેને આખું ઘોર કૂકડાંથી ભરાઈ જાય ને તીને વેચીએ તૅ'ર પૈહા બી ઘણા આવે. પુણ પેલું ચેલું મોટું થતું જયું તેમ ડાહલી ભાયળું કે કૂકડીનીં પુણ કૂકડો હુતો.

હાવ તે કૂકડો ડાહલીના ઘૉર મેં આખો દાહડો ધમાલ કયરા કરતો. ડાહલી એખલી હુતી તે કૂકડા જોંડે ઘણી ખુશ રે'તી. એક દાહડી કૂકડો એકદમ જ એક ગીત ગાયું,

'પેણું તે રાજાની કુંવરી ને બળકુંવરો રાજ,

કૂકડી કૂંક કરામ.'

કૂકડાનું ગીત હાંભળતીક ડાહલી વારૂત હાંહવા લાગી જીં' ડાહલી કે'ય,

''ઓલા કૂકડા તને કોઈ વળી રાજાની કુંવરી આલે, ગાંડો નીં થીં' જ્યો, કૂકડાને તે કેવું પેણવાનું ?'' પુણ કૂકડો નીં માયનો. હવાર હાંજ કૂકડો એકેજ ગીત ગાયા કરે,

'પેણું તે રાજાની કુંવરી ને બળકુંવરો રાજ,

કૂકડી કુંક કરામ.'

ડાહલી કૂકડાને વારૂત મનાયવો પુણ કૂકડો માયનો જ નીં. એક દાહડી કૂકડો રાજાની કુંવરીને પેણવા નીકળી પયડો. રાજાનો મે'લ ઘણોત છેટો હુતો. વચમેં કોતેળાં, જંગેલ, બધું આવતેલું. કૂકડો રાજાની કુંવરીને પેણવું જ છે કરતોક કોતેળા, જંગલનીવાટે ચાલી પયડો. રસ્તામેં કોતેળું આયવું. તે કૂકડાને પૂછે,

''કૂકડા કાં ચાયલો ?''

કૂકડો જવાબ આયલો,

''મેં તો રાજાની કુંવરીને પેણવા જાંમ.''

કોતેળું કે'ય,

''હાચુ ! મેં પુણ તારી જોડે આ'વા કરૂં.''

''તે ચાલ..''

કહીક કૂકકો કોતેળુ તીની પાંખમેં ઘાયલું. હાવ કૂકડો અગોળ ચાયલો. રસ્તામેં વાઘડો મયલો. તે કૂકડાને પૂયછું.

''કાં કૂકડા કાં જાય છે?''

''રાજાની કુંવરીને પેણવા.'' કૂકડો કલગી અધ્ધર કરી કીધું.

વાઘડો કે'ય,

''મેં આવું, મેં રાજાનો મૅ'લભાળવા કરૂં.''

કૂકડો કે'ય,

''ચાલ મારી ભેગો.''

કૂકડો તો વાઘને પુણ પોતાની પાંખમેં લીધો ને અગોળ ચાયલો. ચાલતાં ચાલતાં રસ્તામેં કીડાઉનું ટોળું મયલું તે કૂકડાને પૂયછું,

''કાં જાયલા?''

''રાજાની કુંવરીને પેણવા કરૂ, તીનો મૅ'લમેં જાં છું'' કૂકડો કીધું.

ટોળુ બોયલું,

''હમુ ને લેતો જાયકે?''

કૂકડો બોયલો

''કોતેળુ લીધુ, વાઘડો લીધો, તમું બી ચાલો, કુંવરીને તેડવા બધાં જોવે ખરાં ને!'' આમ કહીક કૂકડાએ કીડાઉનું ટોળું પાંખમેં લીધું.

બધાને પાંખમેં ઘાલતોક કૂકડો જંગલમેં થી'ને રાજાના મૅ'લ ઘમી ચાયલો તાં રસ્તામે ઉંદડાનું ટોળું આયવું.

કૂકડાને જતો ભાળી પૂયછું.

''કૂકડા, કઈ બાજુ.''

કૂકડો જવાબ આયલો.

''રાજાની કુંવરીને પેણવાનું છે તે મેં રાજાને મૅ'લ જાંમ છું.''

''હમુ આવીએ કે ?''

ઉંદડાના ટોળાએ પૂયછું, ને કૂકડો તીમને બી બીજા બધા જોડે પાંખમેં લીધા. આગળ રસ્તે જતા દવાળ મયલી. કૂકડો રાજાની કુંવરીને પેણવા જાય છે તે હાંભળી દવાળ બી ભેગી થી'ને કૂકડાએ તીને બી પાંખમાં ઘાલી.

હાવ ચાલતાં ચાલતાં રાજાનો મૅ'લ આવી જયો. કૂકડો તો રાજાના મૅ'લની ટોચ ઉપેર ચઢી જયોને તાંથી ગાવાનું સરૂ કયુરૂં,

'પેણું તે રાજાની કુંવરીને બળકુંવરો રાજ,

કૂકડી કૂંક કરામ.'

કૂકડાનું ગીત રાજાના સૈનિકો હાંબળ્યું. હાંબળતાજ રાજા જોંડે દોડતા જી'ને કીધું કે કૂકડો કુંવરીને પેણવાનનું ગીત ગાય છે.

હાંબળતોક રાજા ગુસ્સામેં આવી જયો. સૈનિકોને કીધું.

''કૂકડાને પકડીને ઘોડાની વખારમેં નાંખી દો. ઘોડાના પૉગ નીચે કચડાઈને મટી જહે.''

ડાહલી પૂયછું,

''કેવું ના'વા કરે, છાબાછબી કે ડાબાડીબી?''

કૂકડો કલગી ઊંચી કરતોક કે'ય,

''મેં તો ડાબાડીબી ના'વા.''

ડાહલીએ મોટા તપેલામેં ગરમ પાણી મેયલું. પાણી ગરમથી'જયું તૅ'ર કૂકડાને તપેલામેં ડૂબાયડો. પાણીમેં ડૂબતાંજ કૂકડો સફેદ થી'જયો ને તીમેંથી વારૂ રાજકુમાર નીકયળો. રાજાની કુંવરી તીને ભાળીને હાંહતી થી'જી. ડોસીબી વારૂત ખૂશથી'જી. હાવ તે રાજકુમાર રાજાની કુંવરી ને ડાહલીને લી'ને રાજાના મૅ'લમેં જયો. રાજા પુણ તીને ભાળી વારૂત ખૂશ થી'જયો. હાવ તે બધાં ખાધું પીધું ને મઝે કયરી.

## દાનનો મહિમા

એક ગામ હતું. તેમાં એક યુવાન છોકરો રહેતો હતો. તે દરરોજ ગામની ભાગોળે આવેલા ચોરા પર સાંજના સમયે આવીને બેસતો હતો. અને મોંડે સુધી ત્યાં બેસી રહેતો હતો. અને ગામમાં જતા આવતા લોકો ને

તે જોતો હતો. એક વખતે મધ્ય રાત્રીએ કોઈ અજાણ્યા બે માણસનો ત્યાંથી પસાર થતા તેણે જોયા. તે રાત્રીએ ગામમાં કોઈક વ્યક્તિનું મરણ થયું હતું. પરંતુ આ યુવાનને તેની ખબર પડી નહીં કે આ મૃત્યુ કેવી રીતે થયું. યુવાન દરરોજ પોતાના નિયમ પ્રમાણે ત્યાં જઈને બેસતો હતો. થોડા દિવસ પછી ફરીવાર પેલા બે માણસો એ રસ્તેથી પસાર થતા હતા. તે વખતે યુવાને તે બે માણસોને ઉભા રાખીને પૂછયું કે ''તમે કોણ છો અને કયાં જાઓ છો'' તે વખતે પેલા બે માણસોએ જવાબ આપ્યો કે અમે ભગવાનના યમરાજા છીએ અને આ ગામમાં એક વ્યક્તિનું આયુષ્ય પુરુ થઈ ગયેલ છે. તેને લેવા માટે આવ્યા છીએ. આમ કહેતાં આ યુવાન છોકરો ગભરાયો અને થોડી હિંમત રાખી તેણે પેલા યમરાજાને પૂછયું કે મારુ આયુષ્ય ક્યારે અને કઈ રીતે પુરુ થાય છે. તે તમે મને જણાવશો ? ત્યારે યમરાજાએ કહ્યું કે આજે નહી હવે ફરીવાર આવીશું ત્યારે તમને જવાબ આપીશું આમ કહી તેઓ ગામમાં ગયા તે રાત્રીએ ગામમાં એક વ્યક્તિનું મરણ થયું હતુ. એટલે યુવાનને ખબર પડી કે ખરેખર એ બે વ્યક્તિઓ યમરાજા હતા. આ યુવાન દરરોજ ત્યાં બેસતો હતો તે રીતે બેસવાનુ ચાલુ રાખેલ થોડા દિવસો પછી ફરીવાર મધ્ય રાત્રીના સમયે પેલા બે માણસો ત્યાંથી પસાર થવા લાગ્યા તે વખતે યુવાને તેમને ઓળખી લીધા અને ઉભા રાખ્યા અને પૂછયું કે ગયે વખતે તમને હું મારા આયુષ્ય બાબતે જણાવવાનું કહેલ તેનો જવાબ મને આપશો ? આમ પૂછતાં યમરાજાએ પેલા છોકરાને કહ્યું કે તમારા આયુષ્યનો જવાબ આપવા જેવો નથી, તે વખતે છોકરાએ કહ્યું કે મારું આયુષ્ય કઈ રીતે પૂરું થાય તે જાણવાથી મને કોઈ ડર નથી. મારુ મૃત્યુ જે રીતે થવાનું હોય તેમાં હું ખુશ છું. આમ કહેતાં યમરાજાએ પેલા યુવાન છોકરાને જવાબ આપ્યો કે '' જે સમયે તમારા લગ્ન થશે તે વખતે તમારી

પત્ની તમારા ઘરે આવશે તે વખતે તમે તમારી પત્નીને એકાંતમાં મળો તે પહેલાં તમારુ મૃત્યુ થશે.'' યમરાજાનો આવો જવાબ સાંભળી યુવાન છોકરો નિરાશ થઈ ગયો અને તેણે વિચાર્યુ કે હવે મારે લગ્ન કરવું નથી.લગ્ન કરવાનો કોઈ અર્થ પણ નથી હોય તો તે બરાબર નથી. એમ વિચારી છોકરો લગ્ન કરવાની ના પાડતો હતો. પરંતુ તેના માતા-પિતા સમાજના મહેણા ટાળવા માટે એ છોકરાનું લગ્ન કરવા માટે તેને દબાણ કરતા હતા પરંતુ આ યુવાન છોકરો મા-બાપના માન ખાતર કાંઈ કરી શક્યો નહીં અને મા-બાપે તેના લગ્ન ગોઠવી દીધાં અને સામાજિક રીતે યુવાન છોકરાનું લગ્ન કરી ઘરમાં છોકરી લઈ આવ્યા તે દિવસે આ છોકરો ખૂબ જ ચિંતાતુર બની ગયો હતો તેને લાગ્યું હતું કે હવે હું ઘરમાં જઈને મારી પત્નીને મળવા જઈશ તે વખતે મારુ મરણ થશે તેથી તે ઘરની બહાર બીજા મિત્રો સાથે બેઠો હતો. લગ્ન કરીને આવેલ છોકરી અને છોકરાને ઉંઘવા માટે ઘરના બીજા માળે પથારી બનાવી હતી. તે વખતે વાઘરી કુળનું કોઈ પરિવાર રસ્તા પર પસાર થતુ હતુ અને વાઘરીબેન સગર્ભા હતી. એ બેનને રસ્તામાં સુવાવડ થઈ. સુવાવડ થવાથી એ બેનનો શરીરનો કોઠો ખાલી થઈ ગયો અને આ સુવાવડી બેન ખાવા માટે બૂમો પાડવા લાગી એટલે વાઘરી બેનનો પતિ આ યુવાનના ગામમાં પત્નીને ખવડાવવા માટે ઘરે ઘરે ફરીને ખાવાનું માંગ્યું પણ તેના દુઃખી અવાજને કોઈએ ધ્યાનમાં લીધો નહીં અને ખાવાનું પણ આપ્યું નહીં. તેથી વાઘરીભાઈ ફરતો ફરતો આ યુવાન છોકરાનાં ઘરે આવ્યો અને ત્યાં આવીને દુઃખથી ભરેલા અવાજે કહેવા લાગ્યો કે, હું વાઘરી છું મારી પત્નીને રસ્તામાં સુવાવડ થઈ છે. તેનો કોઠો ખાલી થવાથી તે ખાવા માટે બૂમો પાડે છે. તમારા ઘરમાં ખાવાનું હોય તો આપો તે ખાવાથી મારી પત્ની બચી જાય. વાઘરીભાઈનો આ દુઃખી અવાજ સાંભળી ઘરમાં

આવેલ નવી વહુને દયા આવી, એટલે તે ઘરમાંથી જાત જાતની મીઠાઈઓ લઈને આવી અને વાઘરીભાઈને ઘણા ભાવથી આપી. આ મીઠાઈઓ લઈને તે ખૂબજ ઝડપથી પોતાની પત્ની પાસે ગયો. તેને મીઠાઈઓ ખાવા આપી એટલે ખાવા માટે તડપી રહેલી વાઘરીબેન મીઠાઈઓ ખાવા લાગી અને ખાતાં ખાતાં તેન આશિર્વાદ આપ્યો કે ''હે જમાવનું આપનારીબેન તારા ભાગ્યનો ચૂડલો અખંડ રહો'' વાઘરીબેન આપેલો આ આશીર્વાદ ભગવાને નોંધી લીધો.

છોકરો પોતાના મિત્રો સાથે બેઠો હતો. ત્યાંથી છૂટો પડીને તે પોતાના ઘરના બીજા માળે પોતાની પત્નીને મળવા માટે જતો હતો તે વખતે બીજા માળના દાદરા પર પગથિયામાં યમરાજા ઝેરી સાપનું રૂપ ધારણ કરીને પડેલો હતો. તેણે છોકરાને વારંવાર ડંખ માર્યા પરંતુ છોકરાને ઝેર ચડયું નહી અને તેને કોઈ અસર થઈ નહીં એટલે છોકરો મર્યો નહીં. વારંવાર ડંખ મારવાથી યમરાજા કંટાળીને ભગવાન પાસે ગયા અને પૂછયું કે, તમે જેને લેવા માટે અમોને મોકલેલ તે વ્યક્તિને ઝેર ચડતુ નથી અને તે મરતો નથી. તે વખતે ભગવાને તે છોકરાના ભવિષ્યનો ચોપડો ખોલીને જોયુ તો તેના નામે વાઘરીબેને આપેલ આશીવાર્દનું પુણ્ય લખાયેલ હતું. તેથી ભગવાને યમરાજાને કહ્યું કે તમને જે વ્યક્તિને લેવા માટે મોકલ્યા હતા. તેના નામે તેની પત્નીનું પુણ્ય લખાયેલ છે. તેથી તેનું આયુષ્ય લંબાઈ ગયેલ છે. જો તે મરીજાય તો તેને પરણીને આવેલ બેનને ભાગ્યનો ચૂડીલો ભાંગે છે. તેથી તે વિધવા બને છે.

આમ ખૂબ ભાવથી કરેલું દાન મૃત્યુને પણ બચાવે છે.

લગ્નની તૈયારી માટે બહેનો અનાજ સારૂ કરે છે તે વખતે અનાજ સાફ કરતી વખતે ગવાતુ ગીત.






નાના વીરા તને ઉંઘ શેની આવે,
લડની માંગે સવા શેરનાં રે કલીયા...નાના વીરા
લડની માંગે સવા શેરના રે સાંકળા...નાના વીરા
લડની માંગે સવા શેરની રે હાંસળી...નાના વીરા
લડની માંગે સવા શેરના રે કડુંલા...નાના વીરા
લડની માંગે સવા ભારની રે મોરલી...નાના વીરા

**ગોતરેડો ભરે તે વખતે પ્રસંગને અનુરૂપ ગવાતુ ગીત**

કોણ છે ગોતરી ગોતરેડો ભરે, મારા બાવાજી રામ હોઈ
સવલો ચાટો ગોતરેડો ભરે,
મારા બાવાજી રામ હોઈ,
ફૂલડી ચાટી ગોતરેડો ભરે,
મારા બાવાજી રામ હોઈ,
સવલો ગોતરી ઢેબરાંનો ચાટો
મારા બાવાજી રામ હોઈ,






ઢેબરાં ખાય જણ ગધેડાનાં લીંડા
મારા બાવાજી રામ હોઈ,
સવલો ગોતરી દારૂડાનો ચાટો
મારા બાવાજી રામ હોઈ,
દારૂડો પીવે જણ ઘોડાનું મુતર
મારા બાવાજી રામ હોઈ,
ફૂલડી ગોતરી ઢેબરાની ચાટી
મારા બાવાજી રામ હોઈ,
ઢેબરાં ખાય જણ ગધેડાનાં લીંડાં
મારા બાવાજી રામ હોઈ,
ફૂલડી ગોતરી દારૂડાની ચાટી
મારા બાવાજી રામ હોઈ,
દારૂડો પીવે જણ ઘોડાનું મુતર
મારા બાવાજી રામ હોઈ,

જાન આવ્યા પછી વરપક્ષ તરફથી કન્યાને આપવા માટે દાગીના લાવે છે. તે વખતે વરપક્ષ અને કન્યાપક્ષના લોકો તથા અન્ય સગા-સંબંધીઓ મંડપમાં બેસે છે. તે વખતે ગામનો પૂંજારો ઘરમાંથી બે સૂપડાં લઈને મંડપમાં

બધા બેઠા હોય તેની વચ્ચે બેસે છે. તે વખતે વરપક્ષના લોકો સમાજ વચ્ચે સૂપડામાં દાગીના મૂકે છે. તેને પલ્લુ કહેવામાં આવે છે. આ પલ્લાને બંને પક્ષના બે, બે માણસો અને પૂજારો ચોરીમાં લઈ જઈને વધાવે છે. પછી તે પલ્લાને ઘરમાં લઈ જઈને કન્યાને પહેરાવે છે. તે વખતે મંડપમાં બેઠેલી બહેનો પલ્લુ ઘરનું લાવ્યા છે કે બીજાનું માંગીને લાવ્યા છે, તેના સંદર્ભમાં ગીત ગાય છે.

ઘરનુ છે કે પારકુ છે, વાંચીને પહેરો બેન, વાંચીને પહેરો.
ગોરધનભાઈ ભણેલા છે વાંચીને જુઓભાઈ વાંચીને જુઓ.
કમળાબેને ભણેલા છે વાંચીને જુઓબેન વાંચીને જુઓ.
સુમનભાઈ ભણેલા છે વાંચીને જુઓભાઈ વાંચીને જુઓ.
પુનમબેન ભણેલા છે વાંચીને જુઓબેન વાંચીને જુઓ.

ગામમાં જ્યાંથી ઘરો લીંપવા માટે માટી લાવતા હોય તે જગ્યાને ખાણ કહેવામાં આવે છે. મંડપમાં ચોરી બનાવવા માટે આ ખાણે ત્રણ કુંવારી ચોકરીઓ અને બે પરણેલી છોકરીઓ હાથમાં વધામણુ લઈને માથે થાળીઓ લઈને માટી લેવા જાય છે. તેને ગોરમટી કહેવામાં આવે છે. તે વખતે ઢોલવાજા સાથે બધા ભાઈ-બહેનો નાચતા નાચતા ખાણે જાય છે. ત્યાં જઈને એક જગ્યાએ ધરતી માતાને વધાવીને કંકુ-ચોખાનો ચાંદલો કરે છે અને પછી ત્યાંથી માટી ખોદીને થાળીઓમાં ભરે છે, તે વખતે પ્રસંગને અનુરૂપ ગવાતુ ગીત;

ગોરી ગોરમટીમાં રમતેલાં, બેની ગોરાં રે ગોરાં
કાળા કાદેવડામાં રમતેલો છોરો કાળો રે કાળો

કાળિયા ખેતરમાં વેવાણી હો લાલ
વેવાણીને ખોદી બગાડી.

જે બેનને છોકરો કે છોકરીનું લગ્ન થતુ હોય તે બેનના પિયરમાંથી ભાઈઓ મોસાળુ લઈને આવે અને મોસાળુ વધાવીને લઈ લીધા પછી તેમને જમવા બેસાડે છે તે વખતે ગવાતુ ગીત;

જો જો ભાભી મારો વાંક નથી કાઢે, જો જો ભાભી મારો વાંક નથી કાઢે,
તારાં તારાંને ઘરમાં બેસાડયા, ભાઈના ભાઈનોને બહાર બેસાડયા...જોજો
તારી બહેનોને ઘરમાં ઘાલેલી, ભાઈની બહેનોને બહાર બેસાડી...જોજો
તારાં તારાંને ચકટાં જમાડયાં, ભાઈની બહેનોને શીરો જમાડયો...જોજો
તારાં તારાંને ભાત જમાડયું , બાઈની બહેનોને ભેડકું જમાડ્યું...જોજો
તારાં તારાંને દારૂ પીવડાવ્યો, ભાઈનાં ભાઈનાંને તાડી પીવડાવી ...જોજો
તારી બહેનોને સાડીઓ પહેરાવી, ભાઈની બહેનોને કબજા પહેરાવ્યા...જોજો

લગ્ન વિધિ પૂરી થયા પછી કન્યાને સાસરીએ વિદાય કરે છે. તે વખતે કન્યા માતા-પિતા, ભાઈ-બહેનો અને કાકા-કાકીઓ છોડીને સાસરે જાય છે. તેથી તે વિદાય વખતે ખૂબ લાગણીથી રડતી હોય છે. તે વખતે વિદાય આપ્યા પછી વરપક્ષની બહેનો ગીતો ગાય છે.

તારા બાપાને રૂપિયા ભાવતેલા લાડી શુ કરવા રડતેલી,
તારા બાપાને જમાઈડો જોતેલો, લાડી શું કરવા રડતેલી,

તારી માને રૂપિયા ભાવતેલા, લાડી શું કરવા રડતેલી
તારી માને જમાઈડો જોતેલો, લાડી શું કરવા રડતેલી
તારા ભાઈને રૂપિયા ભાવતેલા, લાડી શું કરવા રડતેલી
તારા ભાઈને બનેવી જોતેલો, લાડી શું કરવા રડતેલી
તારી ભાભીને રૂપિયા ભાવતેલા, લાડી શું કરવા રડતેલી
તારી ભાભીને નંદવોહ જોતે, લાડી શું કરવા રડતેલી
તારી સાળીને રૂપિયા ભાવતેલા, લાડી શું કરવા રડતેલી
તારી સાળીને બનેવી જોતેલો, લાડી શું કરવા રડતેલી
બધીઓ આવવા રેડેલા ભાયા
બધીઓને તેડી લઈએલા ભાયા
એક એક વહેંચી લઈશુલા ભાયા.

ગ્રહશાંતી વખતે કન્યાને વિધિ કરવા માટે મંડપમાં ચોરીએ બેસાડવામાં આવે છે. તે વખતે કન્યાને તેની બહેનો કોપરાં વધાવે છે. તે વખતે પ્રસંગને અનુરૂપ ગવાતુ ગીત;

બેન ઉગમણા બેસો, બેનો કોપરાં વધાવે,
છોરા બુડમણા બેસો, છોરીઓ ઠીકરા વધાવે.

વર કે કન્યાને જ્યારે પીઠીએ બેસાડવામાં આવે છે. તે વખતે ફળિયાના તથા ગામના ભાઈ-બહેનો

બેગા થાય છે તે વખતે આવેલ બધા ભાઈ-બહેનોને લાડવા અથવા ગોળ વહેંચવામાં આવે છે. તે સમયે પ્રસંગને અનુરૂપ ગવાતુ ગીત;

લાડવાનો વહેંચનાર કયોલા ગાંડિયા,
છોરોને છેતરીયાં રે,
લાડવા ખૂટયા ઢગરા ઠોકયા.
છોરોને ચેતરીયા રે.

ગ્રહશાંતિની વિધિ કરવા બેઠેલ પતિ-પત્નીને જ્યારે ચોરીમાં નાળિયેરનું હવન કરવા માટે ઉભા કરવામાં આવે છે ત્યારે પ્રસંગને અનુરૂપ ગવાતું ગીત;

બરા બરીમાં રહેજો, રોજોની બરાબરીનાં રેહજો,
જરાક નીચી પડી રોજોની, જરાકનીચી પડી.

**મોસાળુ લઈને આવે તે વખતે ગવાતા ગીતો**

વીરાનો લીલી પાનડીયાળો રૂમાલ વીરા મારા ઝલકે છે.
વીરાના મામા હાલ્યા ચાલ્યા આવ્યા રે ભાણેજ તેમના પરણે છે.
વીરાની મામીઓ હાલ્યા ચાલ્યા આવ્યા રે ભાણેજ તેમના પરણે છે.

વીરાની માસીઓ હાલી ચાલી આવ્યા રે ભાણેજ તેમના પરણે છે.
વીરાના માસા હાલ્યા ચાલ્યા આવ્યા રે ભાણેજ તેમના પરણે છે.
વીરાના વીરા હાલ્યા ચાલ્યા આવ્યા રે વીરા તેમના પરણે છે.
વીરાની ભાભીઓ હાલ્યા ચાલ્યા આવ્યા રે દિયર તેમના પરણે છે.
વીરાની બેનો હાલ્યા ચાલ્યા આવ્યા રે વીરા તેમના પરણે છે.
વીરાના બનેવી હાલ્યા ચાલ્યા આવ્યા રે સાળા તેમના પરણે છે.

જયારે જાન નીકળવાની તૈયારી કરવામાં આવે છે ત્યારે વરરાજાને પાઘડી બંધાવવામાં આવે છે તે વખતે પ્રસંગને અનુરૂપ ગવાતુ ગીત

સારી સારી પાઘડીઓ બાંધો ગોરો વીરા,
સસરા કહેશે મારે ભલો જમાઈ.
સારી સારી પાઘડીઓ બાંધો ગોરો વીરા,
સાસુ કેહેશે મારો ભલો જમાઈ
સારી સારી પાઘડીઓ બાંધો ગોરો વીરા
સાળીઓ કહેશે મારે ભલો બનેવી
એકલા કેમ કરી જશો રાયોનાવર

સાથે વીરોને લેજો રાયોનાવર
એકલા કેમ કરી જશો રાયોનાવર
સાથે ભાભીઓ ને લેજો રાયોનાવર
એકલા કેમ કરી જશો રાયોનાવર
સાથે બેનોને લેજો રાયોનાવર
એકલા કેમ કરી જશો રાયોનાવર
સાથે બનેવીને લેજો રાયોનાવર
સાથે કાકાને લેજો રાયોનાવર
સાથે કાકીઓને લેજો રાયોનાવર

**જાન આવે તે વખતે કન્યાપક્ષ તરફથી ગવાતુ ગીત**

આવડી વાર કેમ લાગી રે ગજરાના વર
બેનોને તેડવા રહેલો રે ગજરાના વર
લૂડીઓને તેડવા રહેલો રે ગજરાના વર
બનેવીઓને તેડવા રહેલો રે ગજરાના વર

સામી સાંજનો તેંડેલો નવસો સવારે આવેલો, સવારે આવેલો.
શાખનો સવાદી નવસો સવારે આવેલો સવારે આવેલો
સસરાનો તેંડેલો નવસો સવારે આવેલો સવારે આવેલો
સાસુનો તેંડેલો નવસો સવારે આવેલો સવારે આવેલો
સાળાનો તેંડેલો નવસો સવારે આવેલો સવારે આવેલો
સાળીનો તેંડેલો નવસો સવારે આવેલો સવારે આવેલો
સામી સાંજનો તેંડેલો નવસાને  સવારે પરણાવ્યો સવારે પરણાવ્યો.

ઉખાણાં

૧. નગરમાં નાગી ફરે, વનમાં પહેરે ચીર, એવું ફળ શોધી લાવજો, મારી સગી નણંદના વીર - સોપારી
૨. ભમે પણ ભમરો નહિં, કંઠે જનોઈ પણ બ્રાહ્મણ નહીં. - રેટિયો
૩. રણ વગડામાં ડોશી દાંત કાઢે - કપાસનાં કાલાં
૪. રણ વગડામાં ડોસો કેડ બાંધીને ઉંઘે - ઘાસનો પૂળો
૫. કાળો જમાદાર અને લીલી ટોપી - તાડ
૬. કકરતી કૂકડી દેવે ચડે - ઢાક

| | |
|---|---|
| ૭. નાનું છોકરું રાજાને રડાવે | - મરચુ |
| ૮. નાની દાબડીમાં રેશમી રૂપાલ | - લીટ |
| ૯. ચાલે ત્યારે બે પગુ ઉભુ રહે ત્યારે ત્રણ પગુ | - ગાડુ |
| ૧૦. હાલે નહી, ચાલે નહી ઘડો દૂધ આપે | - તાડ |
| ૧૧. એક જનાવર હતુ પૂછડે પાણી પીતુ<br>રાજા પૂછે રાણીને આ કયુ જનાવર | - દિવો |
| ૧૨. બાબરીયા પાડાને બાર ગાંડ | -રાફડો |
| ૧૩. નાની સરખી દાબડીમાં બત્રીસ બાવા | -દાંત |
| ૧૪. સરિયો સોટો ભોંયમાં લોટો | - સુરણ |
| ૧૫. રાતી કુકડીનું ધોળુ માંસ | - નાળિયેર |
| ૧૬. કાળી છેલ નીચે ચાર ડોકળીયા | -ભેંસના આચળ |
| ૧૭. ડોસો સવારમાં ઉઠી આંતરડા વીંટે | - પાઘડી |
| ૧૮. એક દરમાં બે સાપ | - સામેલાં |
| ૧૯. જંગલમાં જઈને બકોરા પાડે તે શું | - કુહાડુ |

**માહિતીદાતાઃ**

(૧) નાયકા ભૂરીયાભાઈ
ઉંમર- ૮૦
મુ.પો. જલોદા તા. છોટાઉદેપુર જિ. વડોદરા
(૨) નાયકા કટીયાભાઈ હુરસીંગભાઈ
ઉંમર-૫૩
મુ.પો. દેવલીયા તા. છોટાઉદેપુર જિ. વડોદરા
(૩) નાયકા મંગાભાઈ રયજીભાઈ
ઉંમર-૭૫
મુ.પો.ચાલવડ તા. જાંબુઘોડા જિ. પંચમહાલ
(૪) નાયકા કંચનભાઈ દામાભાઈ
ઉંમર- ૫૫
મુ.પો. તેજગઢ તા. છોટાઉદેપુર જિ. વડોદરા
(૫) નાયકા નાનજીભાઈ કાળુભાઈ
ઉંમર- ૪૫






મુ.પો. તેજગઢ તા. છોટાઉદેપુર જિ. વડોદરા

માહિતી લેનાર
રાઠવા લલ્લુભાઈ ઝેટ
આદિવાસી અકાદમી તેજગઢ




